સ્વરાજ્ય લેખમાલા નં. ૧૪

# હોમરૂલ લીગની મુંબઈની શાખાએ

## નામદાર વાઈસરૉય,

તથા

## નામદાર મૉન્ટેગ્યુને

કરેલી અરજી અને તેનું અનુસંધાન.

---


## હોમરૂલ લીગ ઓફીસ

૨૫૧, હોર્નબીરોડ-ફોર્ટ

મુંબઈ.

૧૯૧૮.

કિંમત. બે પૈસા, ૫૦ પ્રતની કીં૦ રૂ. ૧-૦-૦.




## ૧૯૧૭ ની કલકત્તા ખાતેની બત્રીશમી રાષ્ટ્રીય પરિષદમાં સ્વરાજ્ય વિષે પસાર થયલો ઠરાવ.

"પોતનો હેતુ હિંદમાં જવાબદાર રાજ્યતંત્ર સ્થાપવાનો છે, એવું જે જાહેરનામું તા. ૨૦ મી ઓગસ્ટે, ૧૯૧૭, હિંદી સરકાર તરફથી મહારાજાધિરાજના હિંદી પ્રધાને પ્રગટ કીધું છે તે માટે કૉંગ્રેસ તેનો આભારપૂર્ણ સંતોષ દર્શાવે છે. આ કૉંગ્રેસ પ્રબળપણે એવો આગ્રહ કરે છે કે, ખુદ ધારામાંજ વેળાસર દાખલ કરવાની સમય મર્યાદા ઠરાવવા સાથે, હિંદમાં જવાબદાર રાજ્યતંત્ર સંપૂર્ણ પ્રમાણમાં સ્થાપવાનો પાર્લામેંટનો ઠરાવ ઘડવો જોઇએ. આ કૉંગ્રેસનો ભારદર્શક એવો મત છે કે સુધારાની કૉંગ્રેસ-લીગની યોજના એ પદ્ધતિના પહેલા ક્રમ તરીકે ત્વરાથી અમલમાં મૂકવી."

Printed by Chintaman Sakharam Deole, at the Bombay Vaibhav Press, Servants of India Society's Building, Sandhurst Road, Bombay.
Published by S. G. Banker, M. A. 251 Hornby Road, Fort, Bombay

## નેક નામદાર લૉર્ડ ચેમ્સફર્ડ, જી. એમ. એસ. એફ.,
## જી. એમ, આઈ. ઈ., જી. સી. એમ. જી.
## વાઈસરૉય અને હિંદના ગવર્નર જનરલ,
## અને
## નેકનામદાર એડવીન સૅમ્યુઅલ મૉન્ટેગ્યુ પી. સી., એમ. પી.
## નામદાર શહેનશાહના હિંદી પ્રધાન.

**નામદારો,**

હોમ રૂલ ફોર ઇન્ડીઆ લીગની મુંબઈની શાખાઓ અને ઇન્ડીઅન હોમ રૂલ લીગ કે જેનું મુખ્ય મથક પુના અને જેમની બન્નેની મુંબઈ ઇલાકાના અને મધ્ય પ્રાંતોના જુદા જુદા જીલ્લાઓ અને ગામોમાં શાખા છે, તે બન્ને હોમરૂલ લીગોના પ્રતિનિધિ મંડળ તરિકે, અમે, કોન્ગ્રેસ લીગની સુધારાની યોજનાના ટેકામાં નીચલો ખરડો તમો નામદાર આગળ મુકવાની રજા લઇએ છીએ. છેલ્લાં બે વરસ કે વધારે દરમ્યાન સંપૂર્ણ રીતે જણાઇ આવ્યું છે તેમ જો પ્રજામત સંતોષવાનો હોય અને પ્રગતિકારક રાજ્યતંત્રને માટે જરૂરની શાંતિ અને સંતોષની પરિસ્થિતિ દેશમાં ઉત્પન્ન કરવી હોય તો આ વખતે બ્રિટીશ હિંદના લોકોને ઓછામાં ઓછા જે સુધારાઓ આપવા જોઇએ તે સુધારા અમે દેશના જુદા જુદા ભાગોની હોમરૂલ લીગોની સાથે સંમત થઇને આ યોજનામાં દર્શાવાયેલા માનીએ છીએ. જો કે અમારી બન્ને લીગો માત્ર બે વરસ થયાજ સ્થપાએલી છે, તોપણ તેની શાખાઓ સાથે તેના સભાસદોની સંખ્યા લગભગ ૫૦૦૦૦ની છે; અને તે દરમ્યાન જે કાર્ય આ લીગો કરી રહી છે તેના પરિણામ તરિકે અમારો અનુભવ અમને કાંઇપણ સંદેહ વિના ખાત્રી આપે છે કે જે સિદ્ધાંતો એ લીગો રજુ કરે છે અને જે યોજનાને સ્વીકારવાનો આપને આગ્રહ કરવાને અમે અહીં આવ્યા છીએ તેને માત્ર મુઠ્ઠીભર શિક્ષિત વર્ગનો જ

નહીં પરંતુ ઇલાકાની પ્રજાના મોટા ભાગનો ટેકો છે. છેલ્લાં બે વરસની રાજકીય પ્રવૃત્તિ સ્પષ્ટ રીતે સાબીત કરી આપે છે કે આ સિદ્ધાંતો અને આ યોજનાની હિમાયત, અને રાજ્ય કારભાર ઉપરનો અંકુશ અધિકારીઓના હાથમાંથી લઈ પ્રજાના પ્રતિનિધિઓના હાથમાં મુકવાની તીવ્ર ઇચ્છા હવે મુઠ્ઠીભર શિક્ષિત વર્ગમાંજ છે એમ કહી શકાશે નહિ—જો એ કથન કદિ પણ સત્ય હોય તો—પરંતુ એ હિમાયત અને એ ઇચ્છા આખા દેશમાં સર્વત્ર ફેલાએલ છે, ને દરેક વર્ગમાં પ્રસરેલ છે, અને તે જીલ્લાનાં ગામડાંઓની રૈયત અને ખેડુતોને અને શહેરોના વેપારી વર્ગ અને ધંધાદારીઓને એક સરખાં બળથી ઉત્તેજીત કરી રહેલ છે. અમને આ બાબતમાં જાહેર પ્રજાની લાગણી માપવાની અસાધારણ તક મળી છે, અને અમે જે કાર્યમાં રોકાએલા છીએ તે કાર્યના સંબંધમાં જે હકીકતે અમારૂં સૌથી વધારે ધ્યાન ખેંચ્યુ છે, અને જ્યા જ્યા અમારી સભાઓ ભરવામાં આવી છે, જ્યા જ્યા અમારી શાખાઓ સ્થાપવામાં આવી છે, અથવા જ્યાં જ્યા રાજ્યકીય ચળવળમાં મદદ કરવા માટે અમારા ઉપર આવેલી વિનંતિઓ અને માગણીઓને માન આપીને અમારા કાર્યકર્તાઓ ગયા છે ત્યાં ત્યા જે હકીકતનો અમને ગાંથી મજબૂત પુરાવા મળ્યા છે, તે હકીકત એ છે કે રાજકીય ચેતનના બીજ રોપવાનુ કામ હવે અમારે કરવાનું રહ્યું નથી. પરંતુ અમને કાઇ પણ અપવાદ સિવાય એમ માલૂમ પડયું છે કે પ્રજામાં એ ચેતન કયારનું આવી ચુકયુ છે, અને અધિકારી વર્ગના હાથમા રહેલું હાલનું કડાણુ રાજ્યતંત્ર જોઇએ તે કરતાં વધારે વખત ચાલુ રહ્યુ છે એવી તીવ્ર લાગણીના અનુભવથી એ ચેતનનાં બીજ અત્યાર આગમચ રોપાઈ ચુકયાં છે. દેશની આંતર વ્યવસ્થા પ્રજા પોતાના ચુંટી કાઢેલા પ્રતિનિધિઓ મારફત ચલાવવાને શક્તિમાન થાય એવી રાજ્યતંત્રની સુધારણા માટેની તેની ઉત્કંઠા નામદાર શહેનશાહની સરકારને તથા દરિયાપારની મહાન્ પ્રજાને કે જે પોતાના હાથમાં જે અસંખ્ય લોકોનુ ભવિષ્ય સોંપાએલુ છે તેમને ન્યાય આપવાને ઉત્સુક છે એમ અમે જાણીએ છિએ, તે બન્નેને જણાવી શકાય એવો માર્ગ પુરો પાડવાનું કાર્યજ માત્ર અમારી સંસ્થા તરફથી થયું છે.

જે જાહેર લાગણીના આવિર્ભાવો દેશના બીજા ભાગોની માફક થોડા વખત થયાં આ ઈલાકામાં પણ પ્રજાજીવનનું સામાન્ય લક્ષણ થઇ પડેલ છે તેનો હિંદના આખા ઇતીહાસમાં ક્યાંય મુકાબલો મળી શકે તેમ નથી. તેની લોકપ્રિયતા અને પ્રજાકીયતા બંગાળાના ભાગલા રદ કરાવવાને માટે પૂર્વ ઇલાકામાં થયેલી ચળવળ દરમ્યાન જે ગંજાવર મેળાવડાઓ થતા હતા તેની સાથેજ સરખાવી શકાય. સ્વરાજ્ય માટેની હિલચાલના ટેકામાં જે ચળવળ થોડા વખત થયાં ચાલુ છે તે ચળવળ દરમિઆન જુદા જુદા વર્ગો તથા જુદી જુદી કોમોનાં વીસ હજાર માણસોની ભરાતી ગંજાવર સભાઓ કદાચ મુંબઈ શહેરમાં ખાસ આશ્ચર્યકારક ન લાગે, જો કે ઇલાકાના મુખ્ય શહેરના જાહેર જીવનમાં પણ આવા મેળાવડાઓ નવાજ છે, અને પ્રજાની લાગણીઓ કેટલી હદ સુધી ઉશ્કેરાઇ છે તેના તે ધ્યાન ખેંચે એવા પુરાવા છે. પરંતુ જીલ્લાનાં ગામોમાં તથા ગામડાંઓમાં પણ જે લોક લાગણી પ્રદર્શિત થઈ છે તેના વિસ્તાર અને બળથી એવા માણસો પણ છક થઈ ગયાં છે કે જેઓને કદિ પણ શંકા નહોતી કે આ હીલચાલ ઉપાડનાર લોકનાયકોની સહાયમા આખી પ્રજાની સહાનુભૂતિ અને લાગણી છે, કે જે પ્રજાને અમારા શત્રુઓ તરફથી તેના જીવનના સૌથી ઉપયોગી પ્રશ્નના સંબંધી ઉદાસીન ચિતરવામાં આવી છે. આ ઇલાકામાં ભરૂચ, ગોધરા, સતારા, બેલગામ અને નડીઆદ કે જેની પ્રજા ૨૦ થી ૮૦ હજાર સુધીની છે ત્યા પણ ૫ થી ૧૦ હજાર માણસોની સભાઓ અસાધારણ નથી, અને એ પ્રસંગે એકત્ર થએલા ગામના લોકોની સભામાં હમેશાં આસપાસનાં ગામડાંઓમાથી આવેલા સૌથી ગરીબ વર્ગના લોકોનાં જુથનાં જુથ જોડાય છે, એટલુંજ નહિ પણ એ લોકો દેશમાં સર્વત્ર થઈ રહેલી માગણીમાં પોતાનું સુર પૂરાવવાની ખાતર કોઈપણ મુશ્કેલી કે કાંઈપણ બલિદાન મ્હોટાં ગણતા નથી. રાજ્યકારભારની સત્તા પ્રજાના લાભમાંજ વાપરવામાં સૌથી વધારે લાયક એટલે કે વિશાળ અને ઉદાર ધોરણ ઉપર પ્રજામતથી ચુંટી કઢાયેલી પ્રજાના ખરા પ્રતિનિધિ રૂપ ધારા સભાના સભાસદોના હાથમાં એ સત્તા આવે તે માટે સામાન્ય પ્રજા શિક્ષિત વર્ગથી ઓછી આતુર છે અથવા એ બાબત ઉદાસીન છે એમ માનવું

તેના કરતાં આ કટોકટીના વખતમાં બીજી વધારે મોટી જોખમભરેલી ભૂલ હોઇ શકે નહી. માટે અમે આપ નામદારોને વિનંતી કરીએ છીએ કે એમ માનવાનું નથી કે જે બાબતનો નિકાલ આણવાનો છે તે બાબતની યોગ્ય સમજણ દેશના ગરીબમાં ગરીબ વર્ગમા પણ નથી, અથવા તો અમે અમુક એક વર્ગ કે અમુક એક વિભાગના પ્રતિનિધિ તરીકે આપની આગળ આવ્યા છીએ. અમે જાણીએ છીએ કે હાલની અનુદાર પદ્ધતિ જાળવી રાખવામા જેમનો લાભ સમાએલો છે એવા લોકો તરફથી કેટલાક વર્ગના સ્વાર્થી વિચારોને ઉત્તેજન આપી, જવાબદાર તથા પ્રજાકીય રાજ્યતંત્ર હેઠળ તેમના લાભોની માટી સલામતી વિષે અવિશ્વાસ અને શંકા ઉત્પન્ન કરવી તેમને સ્વરાજ્યની ચળવળ સામે થવાને પ્રેરવાનાં પ્રયત્નો થયા છે. પરતુ એ વર્ગો સાથેના અમારા ગાઢ સંબંધ ઉપરથી તથા અમારી અત્યંત કાળજી ભરી તપાસ ઉપરથી અમે સંપૂર્ણ ખાત્રીથી કહીએ છીએ કે એ પ્રયત્નોને તલભાર પણ સાચી ફતેહમંદી મળી નથી. ગમે તેમ હો પણ અમને આ ઈલાકાના લોકના મોટા ભાગની લાગણી વિષે શંકા નથી, અને અમે તમોને ખાત્રી આપીએ છીએ કે જો સુધારાની યોજના, જે મહેચ્છાથી તેઓ ઉત્તેજીત થયા છે અને જે આશાઓ તેમણે બાંધી છે તેનાથી કમી નીવડશે, અથવા તો રાજ્યસભાઓમા ભવિષ્યમ તેમનો અવાજ સંભળાશે અને તેની યોગ્ય અસર થશે, એવી ખાત્રી એ યોજનાથી નહિ મળે, તેમજ જે મહેસૂલ તેમની પાસેથી એકઠી કરવામ આવે છે તે તેઓની મરજી મુજબ લેવામા તથા ખરચવામાં આવશે અને નહિ કે તેમની તરફ કંઈ પણ જવાબદારી વગરના અમલદારોએ માની લીધેલા તેમના હિતને માટે, એવી ખાત્રી આ યોજના નહિ આપે તો દેશમાં ગંભીર નિરાશા ઉત્પન્ન થશે અને હાલના અસંતાપમાં અત્યત વૃદ્ધિ થશે, કે જે અસંતોષ અમે જણાવેલી માગણીઓ કબૂલ રાખવાથીજ શમી શકશે

આપ નામદારોનો વધારે પડતો વખત નહિ રોકવાને અમે આતુર છીએ, અને તેથી ઈંડિયન નૅશનલ કૉન્ગ્રેસ તથા ઑલ-ઈંડિયા મૅસ્લેમ લીગની જે યોજના આપ પાસે આ બે સંસ્થાઓ તેમજ હોમરૂલ લીગનાં પ્રતિનિધિ મંડળો તરફથી રજુ થઇ ચૂકી છે તેનું અમે વિગતવાર લાંબુ

સમર્થન આ અરજીમાં કરવા માગતા નથી. આ મંડળો તરફથી આપ નામદારોને કરવામાં આવેલી અરજીઓમાં જે કાંઇ કહેવામાં આવ્યું છે તેની સાથે અમે સામાન્યતઃ સંમત છિએ. તેટલા માટે આપ પાસે આવવાનો અમારો ઉદ્દેશ આ મંડળોએ જે કાંઈ કર્યું છે તેની પુનરુક્તિ કરવાનો નહીં, પરંતુ આ ઇલાકામાં જાહેર લાગણીની સ્થિતિ સંબંધી જે વિચારો અમે ઉપર દર્શાવ્યા છે તેના ઉપર ખાસ ભાર મૂકીને આપનું ધ્યાન ખેંચવાનો છે, કારણ કે આ ઇલાકામાં જાહેર લાગણીની સ્થિતિ સંબંધી બોલવાની અમારી ખાસ યોગ્યતા છે એમ અમને લાગે છે; ઉપરાંત, સામાન્ય રીતે પ્રાન્તિક દૃષ્ટિબિંદુથી અને ખાસ કરીને આ ઇલાકાના દૃષ્ટિબિંદુથી મજકુર યોજનાના સિદ્ધાંતો અને ગુણદોષો સંબંધી અમારા વિચારો આપને નિવેદન કરવાનો અમારો હેતુ છે. અમે એમ માગતા નથી કે જૂદા જૂદા પ્રાંતો વચ્ચે જે ઓછામાં ઓછી એકતા અને સમાનતા હોવી જોઇએ તેની જરૂરિયાત ઉપર યોગ્ય ધ્યાન આપ્યા વિના પ્રાંતોની વ્યવસ્થા કરવી જોઇએ; કારણ કે એટલી એકતા અને સમાનતા તો પ્રાંતોનું જે સંયુક્ત રાજ્યતંત્ર થશે તે નિર્વિઘ્નપણે અને સાર્થક રીતે ચલાવવાને આવશ્યક છે. પરંતુ અમારૂં પ્રાન્તિક દૃષ્ટિબિંદુ શું છે તેની સંપૂર્ણ માહિતી મેળવવાથી, તથા કોંગ્રેસ લીગની યોજના કે જેમાં સ્વાભાવિક રીતે માત્ર મુખ્ય સિદ્ધાંતોજ ચર્ચાયા છે તેના કરતાં વધારે વિગતસર પ્રાન્તિક ધારાસભાની ભવિષ્યની સત્તાઓ અને કાર્યક્ષેત્ર સંબંધી, કાર્યભારી સત્તા સાથે તેના સંબંધ સંબંધી, તે ધારાસભા કેવી રીતે રચાવી જોઇએ તે સંબંધી, અને આ યોજના પ્રમાણે ધારાસભામાં ૪/૫ સભાસદોની ચુંટણી કરનાર વર્ગના બંધારણ સંબંધી, અમારી સૂચનાઓ જાણવાથી સરકારને પોતાની છેલ્લી સૂચનાઓ ઘડી કહાડવામાં એક ઉપયોગી, આવશ્યક અને માર્ગદર્શક સાધન હાથમાં આવશે. આ અરજીની સાથે જે અનુસંધાન અમે જોડયું છે તેમાં આ સર્વ દૃષ્ટિબિંદુઓને અમે જરૂર જણાતી વિગતો સાથે તપાસ્યાં છે; તે તરફ સંભાળપૂર્વક ધ્યાન આપવાને અમે સરકારને વિનંતિ કરીએ છિએ, અને ખાસ કરીને ચુંટાએલા સભાસદોની વહેંચણી, ચુંટણી કરવાનો હકક, અને ધારાસભાને નાણુંાના

સંબંધમાં જે સ્વતંત્રતા મળવી જોઇએ તેને લગતી સત્તાઓ, આ વિષયો સંબંધી અમારા અભિપ્રાયો તરફ અમે સરકારનું ધ્યાન ખેંચીએ છિએ. આ વિગતોમાં ઉતરતી વખતે અમે કૉંગ્રેસ તથા મૉસ્લેમ લીગની યોજનાના સિદ્ધાંતો તથા સ્વરૂપને વળગી રહ્યા છિએ, પરંતુ એ યોજનાની સિદ્ધિને અર્થે કેટલીક શરતો રજુ કરવાનો અમે પ્રયાસ કર્યો છે. આ શરતો એ છે કે પ્રાન્તની ધારાસભા સીધી રીતે લોકોની પ્રતિનિધિ હોવી જોઇએ, ચુંટણીનો હકક હાલની પરિસ્થિતિમાં શક્ય હોય તેટલી ઓછામાં ઓછી કસોટી અને વિશાળ પાયા ઉપર મૂકાવો જોઇએ, અને ધારાસભાને જે સત્તાઓ આપવામાં આવે તે, ધારાસભાને રાજ્યતંત્ર ઉપર ખરો અને ચોક્કસ કાબુ મળે તેવી હોવી જોઇએ, તેથી કાયદાઓ રજુ કરવાની તેમજ નામંજુર કરવાની તેને સ્વતંત્રતા મળવી જોઇએ, અને તેથી ધારાસભાને ચર્ચાની વધારેમાં વધારે છૂટ રહેવી જોઇએ. આ વસ્તુઓ વિના રાજ્યતંત્ર ઉપર અંકુશ મેળવવાની લોકોની માંગણી તેમજ ખરેખર ઉપયોગી લોકકલ્યાણનાં કાર્યો, કે જે અંતિમ સાધ્ય અચુક ધ્યાનમાં રાખવાની જરૂર છે, તે માટે લોકોની માંગણી બીજી કોઇ પણ સુધારાની યોજના સંતોષી શકશે નહિ. અમારી માગણીઓ કરતાં કાંઇ પણ ઓછું અમને મળવું ન જોઇએ એમ કહેવાની સાથે આપ નામદારોના મન ઉપર અમે એક વાત ખાસ ઠસાવવા માગીએ છિએ, અને તે એ કે જે સુધારાઓ આપ આપવાના હો તે એવા ચોકસ, અંતિમ, અચલ સ્વરૂપમાં મૂકાવા જોઇએ કે જેથી એ સુધારાઓને અમલમાં મુકવાની જેઓની જવાબદારી હોય તેઓ તેની ઉપયોગિતા ટુકાવવાને અથવા તો તે સુધારાઓ વડે જે જે સત્તાઓ આપવાનો હેતુ હોય તે ઓછી કરવાને કાંઇ પણ પ્રયત્નો કરી શકે નહિ.

છેવટે, અમે આશા રાખીએ છિએ કે આપ અમને માફ કરશો કે આપ નામદારોનું ધ્યાન ફરીથી એકવાર આ બાબત તરફ ખેંચવા માગીએ છિએ કે, જે યોજનાની અમે હિમાયત કરીએ છિએ તે યોજના માટે આખા દેશનાં સૌથી અગ્રગણ્ય રાજકીય મંડળો તેમજ સંસ્થાઓએ પોતાની સંપૂર્ણ સહાનુભૂતિ અને મજબુત સંમતિ આપી છે, અને દરેક વર્ગના લોકોએ પોતાની સંમતિ આખા દેશમાં સર્વત્ર જાહેર સભાઓ

દ્વારા દર્શાવી છે, અને તે ઉપરાંત આપ પાસે જે ગંજાવર સંખ્યાની સહીવાળી અરજી રજુ કરવામાં આવી છે તે ઉપરની સહીઓ દ્વારા પણ એ સંમતિ દર્શાવવામાં આવી છે. એ સમય વીતી ગયો છે કે જ્યારે બ્રિટિશ સામ્રાજ્યનાં બીજાં મ્હોટાં સંસ્થાનો જે રાજ્યદ્વારી હકકો ભોગવે છે તે હકકો ભોગવવાની આ દેશના લોકોની ભૂખ માત્ર થોડા સુધારાઓના ટૂકડાઓથી શમી શકે. બ્રિટિશ સામ્રાજ્ય નીચે સંપૂર્ણ સ્વરાજ્યનું જે પ્રિય સાધ્ય છે તે તરફ ખરા ચોક્સ પગલા તરીકે સ્વતંત્રતાનું જે પ્રમાણ અમે માગીએ છિએ તેના કરતાં યત્કિંચિત ન્યૂન સુધારાથી આ ભૂખ જરા પણ શમવાની નથી. જો આ લડાઈ પૂરી થયા પછી હિંદ પોતાનો કાર્યભાર ચલાવવાની બાબતમાં કાંઈ પણ અંશે પરતંત્રતાની દશામાં રહેશે તો આખા જગતૂમાં રાજકીય સ્વતંત્રતા માટે મથનાર બ્રિટિશ સામ્રાજ્યમાં આવી શરમ ભરેલી પરતંત્ર સ્થિતિ ભોગવતો મહાન્ દેશ હિંદ એકજ લેખાશે, એટલુંજ નહિ પરંતુ જૂલમથી પીડાતી જે પ્રજાઓને ગુલામગીરીમાંથી મુક્ત કરવાનો ગ્રેટ બ્રિટનનો તેમજ તેનાં મિત્ર રાજ્યોનો ઉદ્દેશ છે તેઓને માટે હિંદ પોતાના ખજાના વડે તેમજ પોતાનાં સંતાનોનાં ખૂન વડે જે રાજ્યદ્વારી હક્કો અને અધિકાર મેળવી આપવાને મદદ કરી રહેલ છે તેજ હક્ક અને અધિકાર વિનાનું હિંદ પોતે રહી જશે !

અમારા વિચારો આપ સમક્ષ મૂકવાની તક આપીને આપે જે વિવેક બતાવ્યો છે તથા આ અરજી આપે જે ધૈર્યથી સાંભળી છે તે માટે અમે આપ નામદારોના અત્યંત આભારી છિએ. અમને જરા પણ શંકા નથી કે અમારા આ નિવેદન ઉપર આપ આપનું બહુજ સંભાળ ભરેલું ધ્યાન આપશો, અને એ વિશ્વાસ અને શ્રદ્ધા સાથે અમે આ પ્રશ્ન આપના હાથમાં મૂકીએ છિએ.

---

# મુંબઈની "હોમરૂલ લીગો" તરફથી

## નામદાર વાઈસરોય તથા નામદાર મૉન્ટેગ્યુને કરેલી અરજી સાથેનું અનુસંધાન.

હવે સર્વત્ર સ્વીકારાઈ ચૂકયું છે કે એવો સમય આવી પહોંચ્યો છે કે જ્યારે હિંદનો કાર્યભાર ચલાવવાને હિંદને સ્વરાજ્ય મળે એવું હિંદમાં બ્રિટીશ રાજ્યનીતિનું નિશાન હોવું જોઇએ; અને એમ જણાય છે કે સને ૧૮૫૮ માં બ્રિટિશ તાજ તરફથી હિંદનું રાજ્યતંત્ર હાથમાં લેતી વખતે જે ઢંઢેરો બહાર પાડવામા આવ્યો હતો તે પ્રકારના એક જાહેર હુકમનામા દ્વારા હિંદને પોતાનો રાજ્યકારભાર ચલાવવાને શકિતમાન કરવાનો સિદ્ધાંત મૂર્તિમંત થવો જોઇએ. આગળ જણાવેલી હકીકત ઉપરથી સમજી શકાશે કે આ દેશના રાજ્યતંત્રની પદ્ધતિમાં સંપૂર્ણ ફેરફાર થવાની જરૂર છે, અને તે ફેરફારની દિશા એવી હોવી જોઇએ કે જેથી કાર્યભારી સત્તા છેવટે લોકોને જવાબદાર રહે, અને બ્રિટિશ તાજના પ્રતિનિધિઓના હાથમાં માત્ર અંકુશ રૂપે નિષેધાત્મક સત્તા રહે. તેટલા માટે અમે આ અરજીમાં અમારા પ્રાન્તને લગતી સૂચનાઓ જ કરીશું. અને તે સૂચનાઓ ધારેલા નિશાને પહોંચવાને અર્થે તુરતજ અમલમાં મૂકાવાની જરૂર છે એમ અમારો નમ્ર અભિપ્રાય છે.

**પ્રાન્તિક ધારા સભા.**

૧. રાજ્યસત્તા લોકોને જવાબદાર રહે એમ કરવાનો ઉત્તમ માર્ગ એ છે કે એવા પ્રકારની ધારા સભા ઉત્પન્ન કરવી જોઇએ કે જેના તરફ કાર્યભારી મંડળ જવાબદાર રહે. આથી કરીને જ્યારે જ્યારે ધારા સભામાં લોકોના પ્રતિનિધિઓ દ્વારા દર્શાવવામાં આવતી લોકોની ઇચ્છા અનુસાર કાર્યભારી મંડળ વર્તવું અટકે ત્યારે ત્યારે કાંતો કાર્યભારી મંડળે પ્રાન્તિક ધારા સભામાં લોક પ્રતિનિધિઓની ઇચ્છાને અનુકૂળ થવું જોઇએ અથવા તો પોતાને બદલે બીજા કાર્યભારી મંડળને રસ્તો કરી આપવાને તૈયાર રહેવું જોઇએ.

પ્રાન્તના લોકોની ઇચ્છાઓ ધારાસભાના અભિપ્રાયોમાં પ્રતિબિંબિત થાય તેટલા માટે જે ધારાસભા આગળ જતાં સંપૂર્ણ રીતે લોકોએ ચૂંટી કહાડેલી હશે તેવી ધારા સભા દ્વારાજ કાર્યભારી રાજ્ય સત્તાને લોકો તરફ જવાબદાર બનાવી શકાશે.

સંક્ષેપમાં, પ્રાન્તિક ધારા સભાવસ્તુતઃ પ્રાન્તમાં સર્વ ખરી સત્તાનું ઉત્પત્તિસ્થાન હોવી જોઇએ, અને મન્જુર યોજનામાં વડી ધારાસભાને લગતી જે બાબતો દર્શાવવામાં આવી છે તે સિવાય બીજી સર્વ બાબતોમાં ખરેખરી પ્રાન્તિક સ્વતંત્રતા મળવી જોઇએ. આથી એવડો લાભ થશે— તે એ કે દરેક પ્રાન્ત પોતાની ખાસ પરિસ્થિતિને અનુકૂળ પોતાને માર્ગે પ્રગતિ કરશે, અને કોઈ બીજા પ્રાન્તની જૂદી પરિસ્થિતિને લીધે તેની પ્રગતિમાં વિઘ્નો આવતાં અટકશે.

ઘડાયેલી યોજના કે જેને અમે ટેકો આપીએ છિએ તે યોજના પ્રમાણે પ્રાન્તિક ધારાસભાઓ હાલ તો ૪/૫ ચૂંટાએલા સભાસદોની અને ૧/૫ નિમાએલા સભાસદોની બનશે. જો કે અમે ઉપર દર્શાવેલ સિદ્ધાંતોને સંપૂર્ણ રીતે કબુલ રાખીએ છિએ તેમજ ટેકો આપીએ છીએ, તો પણ અમને લાગે છે કે ધારાસભામાં સભાસદો નિમવાના તત્ત્વને માત્ર આગળ દોરી જનારા એક પગલા તરીકેજ ( સંક્રાંત સ્થિતિ તરીકેજ ) અમે સ્વીકારી શકીએ તેમ છિએ. કારણ કે કદાચ એમ ઇષ્ટ માનવામાં આવે કે જે વર્ગોનું પ્રતિનિધિત્વ બરાબર જળવાયું ન હોય તે વર્ગોનું પ્રતિનિધિત્વ નિમણુંકથી જળવાવું જોઇએ; અને ઉપરાંત કાર્યભારી મંડળને ખાસ વિષયોના બાહોશ જાણકાર માણસોની મદદ આ પ્રકારની નિમણુકથી મેળવવાની કદાચ હાલને માટે જરૂર જણાય.

**ધારાસભાનું બંધારણ.**

૨. ધારાસભા પ્રાન્તના લોકોની યથાર્થ રીતે પ્રતિનિધિ થાય અને તેઓના ખરા અભિપ્રાયો બરાબર દર્શાવી શકે તેટલા માટે જેમ તેની સંખ્યા બહુ મ્હોટી હોવી ન જોઇએ, તેમ જે હેતુઓથી તે યોજાએલી છે તે હેતુઓને પાર પાડવાને તે પૂરતી હોવી જોઇએ. મન્જુર યોજનામાં આ પ્રાન્ત સંબંધી એવી સંમતિ થઈ છે કે ચુંટાએલા હિંદી સભા-

સદાની બીજી કોમો તથા મુસલમાનો વચ્ચે મુસલમાનોની સંખ્યા કે હોવી જોઇએ. આ પ્રતિનિધિઓ કોણ ચુંટી કહાડવા જોઇએ તે અમે આગળ ઉપર જણાવીશું.

અમારી એવી સૂચના છે કે ધારાસભામાં આ ઇલાકાના દરેક જીલ્લાના બે પ્રતિનિધિઓ હોવા જોઇએ, અને ૫૦,૦૦૦ થી ૧૦૦,૦૦૦ સુધીની વસ્તીવાળા દરેક ગામનો એક પ્રતિનિધિ હોવો જોઇએ, ૧૦૦,૦૦૦ થી ૩૦૦,૦૦૦ સુધીની વસ્તીવાળા દરેક શહેરના બે પ્રતિનિધિઓ હોવા જોઇએ, અને ૩૦૦,૦૦૦ અથવા તેથી વધારે વસ્તીવાળા દરેક શહેરના પાંચ પ્રતિનિધિઓ ધારાસભામાં હોવા જોઇએ.

**ચુંટણી, અને ચુંટણીનો હકક.**

૩. ચોકસ મંડળો દ્વારા ચુંટણી કરવાના વિચારથી અમે તદ્દન વિરૂદ્ધ છિએ. અમે સીધી રીતેજ પ્રતિનિધિઓ ચુંટી કહાડવાના સિદ્ધાંતની તરફેણમાં છિએ, કારણ કે અમે માનીએ છિએ કે એ સિદ્ધંતજ ચુંટણીનો ખરો સિદ્ધાંત છે. સ્થાનિક અથવા બીજાં મંડળો અથવા

એવાં મંડળોના સમૂહોથી ચૂંટાયેલા માણસોની બનેલી પ્રાન્તિક ધારા સભાઓની અમે વિરૂદ્ધ છીએ. સ્થાનિક અથવા બીજાં મંડળો માત્ર સ્થાનિક વિચારો, સ્થાનિક જરૂરિયાતો અને સ્થાનિક પરિસ્થિતિને અનુસરીને ચૂંટવામાં આવ્યાં હોય છે, અને તેથી સામાન્ય જન સમૂહ અમુક ઉમેદવાર, દાખલા તરીકે, પ્રાન્તિક ધારાસભામાં એક જીલ્લાના પ્રતિનિધિ તરીકે યોગ્ય છે કે નહિ તે સંબંધી જે મત ધરાવે તેજ મત સ્થાનિક દૃષ્ટિબિંદુથી કુશળ ગણાતો માણસ ધરાવશેજ એમ ચોકસ કહી શકાશે નહિ. અને એ અસંભવિત નથી કે જો આ સ્થાનિક મંડળોને, જેવાં કે મ્યુનિસિપાલિટીઓ અથવા લોકલ બોર્ડોને, પ્રાન્તિક ધારા સભા માટે પ્રતિનિધિઓ ચુંટવાનો હકક આપવામાં આવે તો સ્થાનિક ચુંટણીઓ મ્હોટે ભાગે સ્થાનિક જરૂરિયાતો અને પરિસ્થિતિને અનુસરીને કરવામાં નહિ આવે, પણ પ્રાન્તિક ધારા સભાની ચુંટણી વખતે પોતે જેઓને ચુંટવા

માગતા હોય તે માણુસોની અસરથી દોરાઇને સ્થાનિક ચુંટણીઓ કરવામાં આવશે. આથી પ્રથમ તો જીલ્લાના રાજ્યતંત્ર માટે યોગ્ય માણુસો મેળવવાનો હેતુ બરબાદ જશે. તેમજ પ્રાન્તને પણ પ્રાન્તિક ધારાસભામાં યોગ્ય માણુસો મળી શકાશે નહિ. પરંતુ આવી મુદતવાર ચુંટણીઓ જીલ્લાઓને સીધી રીતે આપવામાં આવશે તો તેથી જીલ્લાઓ હર વખત ઉત્પન્ન થતા રાજ્યના પ્રશ્નોના સ્પર્શમાં આવશે, કારણ કે જ્યારે જ્યારે ઉમેદવારો ચુંટણી માટે બહાર પડશે ત્યારે ત્યારે આ પ્રશ્નોની ચર્ચા થયા વિના રહેશે નહિ. ઉપરાંત, એ ચુંટણીઓ પોતેજ રાજ્યતંત્ર કળાની કેળવણીનું જબરદસ્ત સાધન બનશે, અને દેશમાં ચુંટણી હકકના અધિકારીઓની સત્તાનું વજન અને યોગ્યતા વધારવામાં ઉપયોગી થઇ પડશે.

અમારી સૂચના એ છે કે જીલ્લાના બે પ્રતિનિધિઓની ચુંટણી જીલ્લા તરફથી થવી જોઇએ, આ હેતુ પાર પાડવાને જીલ્લાના બે વિભાગ થવા જોઇએ કે આખા જીલ્લાએ બંને પ્રતિનિધિઓ ચુંટવા જોઇએ એ બાબતનો નિશ્ચય વિગતોનો વિચાર કરતી વખતે થઇ શકશે.

જે કોઇ માણુસ કાંતો જમીન ઉપર કર આપવાના કારણથી, અથવા અમુક પગાર કમાતો હોવાના કારણથી, અથવા તો અમુક કેળવણીની લાયકાત ધરાવતો હોવાથી, યોગ્ય હોય તે દરેકને આ ચુંટણીઓમાં મત આપવાનો હકક હોવો જોઇએ એમ અમે સૂચવીએ છિએ. આ સંબંધમાં અમારીકામ ચલાઉ સૂચના એવી છે કે જે માણુસ જમીન ઉપરના કરવેરા તરીકે રૂ. ૫૦ આપતો હોય, અથવા જે દર વર્ષે ઓછામાં ઓછી કુલ રૂ. ૨૫૦ ની આવક કરતો હોય, અથવા જે પોતાની આમદાની ઉપર કર આપતો હોય, અથવા જેની પાસે ઍંગ્લો-વર્નાકયુલર શાળાનું અથવા વર્નાકયુલર શાળાનું નિશાળ છોડવાનું સર્ટિફિકેટ હોય, તે દરેકને મત આપવાનો હકક હોવો જોઇએ.

અમે શ્રદ્ધાપૂર્વક નિવેદન કરીએ છિએ કે આવી રીતે ચુંટાએલી પ્રાન્તિક ધારાસભા ખરેખર પ્રજાકીય બનશે, અને તેથી મત આપવાનો

હક્ક જેમ બને તેમ વિશાળ અને સહીસલામત પાયા ઉપર મૂકાશે. ઉપરાંત, અમને આશા છે કે કેળવણીના પ્રચારની સાથે,—જે પ્રચાર અમે માનીએ છિએ કે આ નવી પ્રાન્તિક ધારાસભાઓનો જન્મ થયા પછી કેળવણી મફત અને ફરજિયાત થવાથી બહુ વધારે ઝડપથી થશે,—છેલ્લા વર્ગના મત આપનારાઓની સંખ્યા વધારે ને વધારે મોટી થશે અને તેથી દરેક રીતે મત આપનારાઓના મોભામાં અને યોગ્યતામાં વધારો થશે.

છેવટમાં અમારી આગ્રહપૂર્વક અરજ એ છે કે જે માણસને મત આપવાનો હકક હોય તે દરેકને ધારાસભાની ચુંટણીમાં ઉમેદવાર થવાનો હકક હોવો જોઇએ—તેમાં માત્ર એટલીજ શરત રાખવાની કે ધારાસભાની ચર્ચાઓમાં ભાગ લઈ શકે તેટલી કેળવણીની કસોટી તેણે પૂરી કરવી.

**ન્હાના સમુહોનું પ્રતિનિધિત્વ**

૪. યોજનાની ૪ થી કલમનો મુદ્દો એ કલમમાં જણાવેલાં કારણોને લીધે સ્વીકારવાનો છે, અને તેનું બીજું કારણ એ છે કે આ પ્રકારની સર્વ બાબતોમાં ઉપયોગી ન્હાના સમૂહોનું પ્રતિનિધિત્વ યથાર્થ રીતે સાચવીને જે ડહાપણભરેલું સમાધાન કરવામાં આવ્યું છે તેને ફરીથી અડકવામાં આવશે નહિ અથવા તો બીજી વાર તેની ચર્ચા કદિપણ ઉપસ્થિત થશે નહિ.

ન્હાના સમૂહોના પ્રતિનિધિત્વના આ ઉપયોગી પ્રશ્ન સંબંધી અમારે એટલુંજ કહેવાની જરૂર છે કે કૉન્ગ્રેસ–લીગની યોજનામાં જે સિદ્ધાંત સ્થાપિત કરવામાં આવ્યો છે તેને અમે સંપૂર્ણ અનુમોદન આપીએ છિએ અને તેમાં મુંબઇ ઇલાકાના સંબંધમાં મુસલમાન કોમના પ્રતિનિધિત્વ માટે જે ત્રૈતું પ્રમાણ ચોકસ કરવામાં આવ્યું છે તે અમે સ્વીકારીએ છિએ. આ પ્રતિનિધિઓ ચુંટવાનો હક્ક ધરાવનાર વર્ગના બંધારણ સંબંધી તેમજ બીજી વિગતો સંબંધી નિર્ણય યોગ્ય સમયે થઇ શકશે; પંરતુ, અલબત, અમે એટલું તો માની લઇએ છિએ કે આ વર્ગના સંબંધમાં પણ મત આપવાના હકક માટે તેમજ ધારા સભાની ઉમેદવારી માટે લાયકાતની કસોટી સામાન્ય મતાધિકારીઓના જેવીજ રાખવામાં આવશે.

**ધારા સભાનો પ્રમુખ.**

૫. અમારી બીજી માગણી એ છે કે ધારાસભાની કાર્યવાહી સભાસદોએ પોતેજ ચુંટી કાઢેલા માણસના પ્રમુખપણા નીચે ચાલવી જોઇએ, કે જેથી કરીને ધારાસભા પોતાના વિચારોમાં કોઈ પણ પ્રકારની બહારની અસરથી દોરાય નહિ. તેટલા માટે એવો માણસ પ્રમુખ હોવો જોઇએ કે જેને આખી સભા પોતાની ચર્ચાઓમાં મદદ કરવાને, દોરવાને તથા અંકુશમાં રાખવાને યોગ્ય માનતી હોય. પ્રાન્તિક રાજ્યમંત્રનો વડો તેનો પ્રમુખ હોવો ન જોઇએ. અમે એમ માની લઇએ છિએ કે આ વડા અધિકારીના નિમણુક તાજ તરફથી કરવામાં આવશે અને તેથી તે પ્રાન્તમાં તાજના પ્રતિનિધિ તરીકે રહેશે. અમે જે રાજ્યતંત્રની યોજનાની હિમાયત કરીએ છિએ તે પ્રમાણે જે પક્ષવાદી વિચારો અને પક્ષવાદી વિરોધો ધારાસભાઓમાં પ્રવર્તશે તેનાથી તેણે સર્વથા મુક્ત રહેવું જોઇએ. તાજના પ્રતિનિધિ તરીકે કોઈ પણ કાયદો કે ઠરાવ પસાર થતો અટકાવવાની છેલ્લી સત્તા તેના હાથમાં રહેશે, અને જ્યારે એમ કરવાનો પ્રસંગ આવે ત્યારે ધારા સભામાં એ બાબત ઉપર જે ચર્ચા થઈ હોય તેની અસરથી અસ્પૃશ્ય રહીને કોઈ પણ બાજુ તરફ તણાયા વિના એ પ્રશ્નનો નિર્ણય કરવાની સ્થિતિમાં તે તે હોવો જોઇએ. પ્રાન્તિક ધારાસભાની લડતોમાં અને ચર્ચાની ગરમીમાં તે નહિ સંડોવાય તેથી તે પોતાનો મોભો જાળવી શકશે. ધારાસભામાંથી તે ગેરહાજર રહેશે તે પણ ડહાપણ ભરેલું ગણાશે, કારણ કે જો ધારા સભામાં હાજર રહેશે અને તેને પોતાનો અભિપ્રાય દર્શાવવાની છુટ મળશે, તો તાજના પ્રતિનિધિ તરીકે તેની હાજરીથી ચર્ચાની સ્વતંત્રતા ઉપર અંકુશ મૂકાશે, અને ધારાસભા સમક્ષ રજુ થયેલા દરેક પ્રશ્નનો સારાસાર વિચારીને સભાએ જે અંતિમ નિર્ણય ઉપર આવ જોઇએ તેના ઉપર તે અયોગ્ય અસર અને વગસગ ધરાવશે. અમારી સૂચનાને બ્રિટિશ સંસ્થાઓના રવૈયાથી સંપૂર્ણ ટેકો મળે છે.

**ધારાસભામાં વધારાના પ્રશ્નો પૂછવાનો હક્ક.**

૬. છઠ્ઠા મથાળા નીચે અમારી માગણી એ છે કે વધારાના પ્રશ્નો પૂછવાનો હક્ક માત્ર મૂળ પ્રશ્નો પૂછનાર સભાસદોનેજ રહેવો ન જોઇએ. આ માગણીના આધારમાં દલીલો દેખીતી છે. પ્રથમ તો, કાંતો પ્રશ્નની રચનાની ખામીને લીધે અથવા તો મૂળ પ્રશ્ન પૂછનાર સભાસદને લગતાં કોઈ બીજાં અંગત કારણોને લીધે અમુક પ્રશ્નદ્વારા પૂછવામાં આવેલી હકીકત મેળવીજ શકાય નહિ, તો પછી એ પ્રશ્ન સભા સમક્ષ એક વાર મૂકાઇ ગયા બાદ શામાટે તે સંબંધી વધારે માહિતી મેળવવાનો હક્ક માત્ર મૂળ પ્રશ્ન મૂકનાર સભાસદનેજ રહેવો જોઇએ એ સમજવું મુશ્કેલ છે. એટલુંજ નહિ પરંતુ આપવામાં આવેલો ઉત્તર કદાચ મૂળ પ્રશ્ન મૂકનારને સંતોષકારક લાગે, અને છતાં એજ પ્રશ્ન સંબંધી વધારે માહિતીની આવશ્યકતા હોય, અને તેનાં કારણો બીજા સભાસદોના જાણવામાં હોય અને મૂળ પ્રશ્ન પૂછનારના જાણવામાં ન હોય, અથવા તો તેની ઉપયોગિતા મૂળ પ્રશ્ન પૂછનાર કરતાં બીજા સભાસદો વધારે જૂદા પ્રકારની અને ગંભીર સમજતા હોય. તેથી પ્રશ્નનો આરંભ કરનાર વ્યકિત ઉપર આ બાબતનો આધાર રહેવો ન જોઇએ, પરંતુ એક વાર એક વિષય સંબંધી પ્રશ્ન પૂછાયા પછી તેને લગતી સંપૂર્ણ માહિતી મેળવવાનો હક્ક ધારાસભાના સર્વ સભાસદોને હોવો જોઇએ કે નહિ તે સિદ્ધાંત ઉપર આ બાબતનો નિર્ણય થવો જોઇએ. આખી દુનિઆની સર્વ ધારાસભાઓના સભાસદો આ હક્ક ભોગવે છે એમ અમે માનીએ છિએ, અને ખાસ કરીને બ્રિટિશ આમની સભાના સભાસદો આ હક્ક ધરાવે છે એ રવૈયા ઉપર અમે આધાર રાખીએ છિએ.

**ધારા સભાની સત્તાઓ.**

૭. વિશાળ પાયા ઉપર ચુંટણીના હક્કનો પ્રશ્ન અને ચર્ચાની નિર્બંધ સ્વતંત્રતા ભોગવતી પ્રાન્તની ખરેખરી પ્રતિનિધિ સભાના બંધારણનો પ્રશ્ન ચર્ચાઈ ચુકેલ છે. હવે આવી સભાની ચોકસ સત્તાઓ, કાર્યભારી સત્તા સાથેનો તેઓનો સંબંધ, નાણાં ઉપર તેઓનો કાબુ, અને કયા સિદ્ધાંતો ઉપર આ સત્તા, આ સંબંધ અને આ કાબુ યોજાવાં જોઇએ, એ સર્વ હવે વિચારવાની જરૂર છે.

પ્રાન્તોનું જુદું રાજ્યતંત્ર ઇસ્ટ ઈંડિયા કંપનીના દિવસોમાં "પ્રેસિડન્સિ ગવર્મેન્ટ" ના નામથી ઓળખાતા સ્વરૂપમાં હયાતી ભોગવતું હતું. આ રચના એક વખત કાયમની થઈ જવાની ભીતિ હતી, પણ લશ્કરી જરૂરિયાતો અને રાજ્યતંત્રની મુશ્કેલીઓને લીધે એ વ્યવસ્થા છોડી દેવાની જરૂર જણાઇ, તેમજ "ગર્વનર-જનરલ-ઇન-કાઉન્સિલ" ના હાથ નીચે સર્વ સત્તા એકત્ર અને એકાગ્ર કરવાનું સૂચન થયું. સને ૧૮૫૮ માં જ્યારે રાજ્યતંત્ર તાજને સોંપાયું ત્યારે રાજ્યસત્તાના એકાગ્રતા જેટલી બની શકે તેટલી સંપૂર્ણ હતી. હિંદના સર્વે મહેસુલ એકજ તીજોરીમાં એકઠી કરવામાં આવતી હતી, અને તેની વ્યવસ્થા સને ૧૮૬૧ થી નિમવામાં આવતા ખજાનચી ( ફિનૅન્સ મેમ્બર ) દ્વારા ગવર્નમેન્ટ ઑફ ઈંડિયાના હાથથી થતી હતી. એ પદ્ધતિ નીચે ગવર્નમેન્ટ ઑફ ઈંડિયાની મંજૂરી વિના કોઈ પણ પ્રકારનો ખર્ચ કરી શકાતો નહિ અને કોઈ પણ નોકરીઓ નવી ઉત્પન્ન થઈ શકતી નહિ.

**પ્રાંતિક સ્વરાજ્ય**

૮. એક કેન્દ્રમાં આવું ગાઢ એકીકરણ, જેમ જેમ વહીવટનું કામ સઘળી દિશાઓમાં વધતું ગયું તેમ તેમ ઘણું અગવડ ભર્યું થતું ગયું. નાણાંની વ્યવસ્થાના કેન્દ્રીકરણે આવકનાં સાધનો ખીલવવાને પ્રાંતિક સરકારો ન કોઈજ રીતે ઉત્તેજી નહીં. તેમ કરકસર કરવાને કોઇજ સબળ ઇચ્છા તેમનામાં પ્રેરી પણ નહીં. જો તેઓ કંઇક આગ્રહથી પોતાની માગણી સિદ્ધ કરી શકે તોજ હિન્દી સરકાર તરફથી મળતી મદદો વિશેષ મોટી કરી શકાય. સને ૧૮૭૦ માં શરૂ થયલી નાણાં વ્યવસ્થાની સત્તાની વહેંચણીની બાબત અહીં અસ્થાને થઇ પડશે. પરંતુ તે અમુલ્ય બોધોથી ભરપૂર છે. જે ક્રમિક પદ્ધતિથી, પોતાની નિયત રાજ્યનીતિ અને પોતાની ઇચ્છાની ઘણીજ વિરૂદ્ધ, હિન્દી સરકારને આવકનાં સાધનો તેમ ખર્ચના વિભાગો ઉપરનો પોતાનો અંકુશ છોડી દેવો પડ્યો હતો તેમજ, સને ૧૯૦૨ માં કાયમના, ન બદલાય એવા ધોરણે પ્રાંતિક નાણાં વ્યવસ્થાને મૂકવી પડી હતી, તે પદ્ધતિ, કેટલા પ્રમાણમાં તે માત્ર વ્યવહારૂ ગોઠવણનું રૂપ લેઇ શકે એમ છે, એ રહસ્ય પ્રકટ કરે

છે અને તેજ દિશામાં, તેની વધુ આગળ અને વધુ ચોક્કસ પ્રગતિ સારૂ અહીં કેટલી સૂચનાઓને સંપૂર્ણ પણ વ્યાજબી ઠરાવે છે.

તે પછીથી હર વખતે, સત્તાની વિશેષ વાટણીની તરફેણમાં પ્રબલ લોકમત પ્રકટ થયલો છે. નાણાં વ્યવસ્થા સંબંધમાંજ નહીં પણ ખુદ રાજ્યકીય ખીલવણી સંબંધમાં પણ જૂદા જૂદા પ્રાંતોની વૃદ્ધિ અને સમૃદ્ધિના ભિન્ન ભિન્ન ક્રમોને લીધે ભિન્ન વર્તાવની જરૂર જણાઈ હતી, અને લવાદ તરીકેની હિન્દી સરકારની અવસ્થિતિ સૌથી વિશેષ અસંતોષકારક છે. વધુ પાછળ પ્રાંતો મુંબઇ જેવા એક પ્રગતિમાન પ્રાંતના સંબંધમાં ઘણી બાબતોતાં પાછળ ખેંચનારા બલ જેવાની પાડ્યા છે. રાજ્યદ્વારી દિશામાં, દેશની એકતાને ભાર પૂર્વક દર્શાવનારી રાષ્ટ્રીય લાગણીના પહેલા પ્રવાહ પછીથી પ્રાંતમાં લોકાનુકૂલ વહીવટ એજ જીવનની વિવિધ શાખાઓ સુધારવાની વધુ વ્યવહારૂ યોજના છે, એમ જણાયું હતુ. હાઈકોર્ટ દ્વારા કાયદાના વહીવટની સાંકળ, એકજ યુનીવર્સીટીની કેળવણી પર્યંત પહોંચાડનારી કેળવણીની સર્વ સામાન્ય યોજના, જમીનની મહેસુલોની સર્વ સામાન્ય પદ્ધતિ અને એવાં બીજા સર્વ સામાન્ય બંધનો રૂપી લાભોની એકતાને લીધે દેશની ખીલવણીને માટે પ્રાંતને એક અનુકૂલ એકમ ગણેલો છે, તેથીજ લોર્ડ કર્ઝને જૂદાં જૂદાં ખાતાંઓમાં ઇન્સ્પેકટર જનરલો દ્વારા સત્તાને એક કેન્દ્રમાં આણવાને કરેલા પ્રયાસ સામે લોક લાગણી ઉશ્કેરાઈ હતી; કારણકે વહીવટનું એવી રીતે એક કેન્દ્રમાં કરાતું એકીકરણ પ્રજાની અભિલાષાઓ જેની તરફ દોડે છે એ પ્રાંતિક જીવનની મુક્ત ખીલવણી ને મુશ્કેલ બનાવે છે.

પ્રાંતિક સ્વરાજ્યના આ આશયોને લોર્ડ મોરલીના સુધારાઓએ આર્થીયે એક વધુ આવેગ આપ્યો તે સંબંધી ચર્ચાઓએ આ જાણવા જોગ વસ્તુ સ્થિતિ પ્રકટ કીધી. પાર્લામેંટની છેવટની સત્તાને હાનિ પુગાડ્યા સિવાય ઇલાકાઓને ખીલવણી કરવાની હતી. એક પક્ષે માત્ર પ્રાન્તિક ધારા સભાઓમાંજ લોક નિયુક્ત પ્રતિનિધિઓના એવા મોટા ભાગને દાખલ કરી શકાય અને સત્તા ચોક્કસ પ્રમાણમાં તેમને આપી શકાય. હિન્દી સરકાર

હજુ સુધી હિતકર અંકુશ બજાવતી અને આ અજમાયશે ઉભા કરેલા કંઈ પણ ભયને સંતોષતી હતી. બીજે પક્ષે પરિણામે સંપૂર્ણ સ્વરાજ્ય સાધવાને સમર્થ બનાવનારા પ્રતિનિધિક રાજ્યતંત્ર માટેની વિશેષ વિશાળ તાલીમની શરૂઆત હંમેશા જીલ્લા ઓફીસના અંકુશ હેઠળ રહેનારા જીલ્લાનાં સ્થાનિક મંડળોમાં તેમ ટુંકી બેઠકો અને ઘણા ખરાં સ્થળોથી લાંબા અંતરને લીધે ગંભીર અટકાવ રૂપ થનારી વડી ધારા સભાઓમાં કરી ન શકાય.

તે સમયથી લોકની અભિલાષાઓ પ્રાંતિક સ્વરાજ્યના આશયમાં ઠરી છે. નૈતિક અને વાસ્તવિક સુધારણાના ઘણા ખરા પ્રશ્નો સ્પષ્ટપણે પ્રાંતિક છે. અને પ્રાંતોમાં લોકમાન્ય આગેવાનો મોટે ભાગે કારોબારી અમલદારો સામે થાય છે. તેટલા માટે પ્રાંતિક સ્વરાજ્ય કોંગ્રેસ-લીગની કાર્યવાહીનું મુખ્ય અંગ થયલું છે. ૧૯૧૧ માં લોર્ડ હાર્ડિંજના દિલ્હીના ખલીતાને ઉત્સાહભેર આવકાર મળ્યો હતો. પ્રાંતિક સ્વરાજ્યનો ઉડાવનારો ખુલાસો કરવાની સનદી ખાતાની કોશિષ અને તે સામે લોકોએ દર્શાવેલા ગુસ્સાની લાગણી કઇ દિશામાં હિન્દી લોકમત વહે છે બતાવશે; જેમાં લોકમતમાં પાછળ હઠવાની નીતિવાળા સ્વાયત્ત અધિકારી મંડળને ( બ્યુરોક્રેટને ) ભયની ગંધ આવે છે.

આ રાજ્યકીય અભિલાષાઓની સફલતા, કયારનીરે સફળ થયલી, નાણા વ્યવસ્થાની સત્તાને વહેંચી નાંખનારી રાજ્યપદ્ધતિના છેલ્લા ક્રમથીજ સાધી શકાશે. હાલમાં શાહી સરકારને હસ્તક આવકનાં જે સાધનો અને ખર્ચના વિભાગો છે, તે ફરી તપાસવાની જરૂર છે. આવકના કેટલાક એવા ચોક્કસ વિભાગો છે, કે જે વહીવટની સગવડ તેમજ બીજાં કારણાસર સ્પષ્ટપણે શાહી ગણાય છે. તે વિભાગ આ છે; જકાત, મીઠું, અફીણ, લશ્કરી, આવક, અને દેશી રાજ્યોની ખંડણી. વળી બીજા વિભાગ આ છે:-રેલ્વેઓ, નહેર, ટપાલ અને તાર તથા ટંકશાળ, વ્યાપારી ખાતાંઓની ચોખ્ખી આવક. ખાસકરીને રેલ્વેઓ શાહી આવકના વિભાગમાં અગ્રસ્થાન ધરાવે છે. કેટલીક અગત્યની રેલ્વે લાઇનોના વાર્ષિક સાલીઆણાં બંધ થશે ત્યારે શાહી ત્રીજોરીમાં મોટી આવક આવશે. હાલ તેમજ ભવિષ્યમાં કોઈ સમયે આ ખાતાંઓનો વહીવટ, પ્રાંતિક અંદાજ પત્રો માટે તેની કોઇ આવક અલગ કાઢવી પડે તેમ

અલગ કે પ્રાંતિક રીતિએ ચલાવાત, એ સંભવિત નથી. તેટલામાટે આવકના આ વિભાગો જાથુકને માટે શાહી ગણી શકાશે. આ સાથે એવું જાહેરનામું કાઢવું જોઇએ કે આવકના બીજાં સઘળાં સાધનો પ્રાંતિક સરકારોને હસ્તક રહે અને તેઓ એ આવક ઉઘરાવે. સુધારેલી ચુંટણીના તત્વવાળી ધારાસભાઓ પ્રાદેશિક ચેતનને સબળ કરશે અને હાલ હયાતી ધરાવતા સ્થાનિક લાભોને જમાવશે, તેટલા માટે આવકના વધારાનાં સઘળાં સાધનો જાથુકને માટે ભવિષ્યમાં પ્રાંતિક વહીવટી ખાતાંઓને હસ્તક સોંપવાં એજ એક વ્યવહારૂ યોજના થઈ પડશે.

**નાણાં વ્યવસ્થાનીપ્રાંતિક સત્તાઓ.**

૯. આ સૂચના સામે સંખ્યાબંધ વાંધાઓ ઉઠાવાયા છે. એમ કહેવામાં આવે છે કે કેન્દ્રસ્થ કારોબારી સત્તા નબળી પડશે. તેને પ્રાંતિક સરકારની મદદો ઉપર આધાર રાખવો પડશે. આ ટીકાકારો કહે છે કે પેટા ભાગ વાળી નાણાં વ્યવસ્થા હમેશાં બીજા દેશોમાં નિષ્ફળ નીવડી છે. પરંતુ આવા ભય નિરાધાર છે. હિન્દમાં કેન્દ્રસ્થ સરકાર પોતાનું અંદાજ પત્ર નકકી કરશે અને પ્રાંતિક વહીવટી સરકારો પાસેથી ભરણાંની માગણી કરશે. તેને હસ્તક ખર્ચની મુખ્ય બાબતો રહેછે:—લશ્કર અને નૌકાખાતું; દેવાનું વ્યાજ; શાહી સેક્રેટરીઅટ, અને ઈંગ્લાંડમાં ખર્ચ. આ માટે તેને હસ્તક અપેલા આપણા વિભાગો સામાન્ય રીતે પૂરતા થશે અને ખાસ કરીને જાહેર બાંધકામ ખાતું, દુકાળ સંકટ નિવારણ, આદિ ખર્ચના જે વિભાગો હાલમાં શાહી અંદાજ પત્રમાં સમાવાય છે તે મોટે ભાગે પ્રાંતિક સરકારોને હસ્તક થશે. ભવિષ્યમાં, જાહેર બાંધકામ ખાતું, ડૉકટરી સાધનો, કેળવણી, એ ઉપર સૌથી વિશેષ મુડી રોકવી પડશે; અને આ ખાતાં પ્રાંતિક સરકારોને હસ્તક રહેશે. અને સ્થાનિક વહીવટનો સઘળો ખર્ચ પ્રાંતિક આવકોમાંથી અપાશે. છતાં શાહી અંદાજ પત્રમાં આવતા કોઇ સામાન્ય ખુટકા માટે પ્રાંતો એકત્ર રીતે જવાબદાર રહેશે. જે પ્રાંતિક વ્યવસ્થાથી પ્રાંતિક અંદાજ પત્રોમાંની કોઇ બચત કે ખૂટકાનો સમાવેશ શાહી નાણા વ્યવસ્થામાં કરવામાં આવે છે તે બંધ પડવી જોઇએ, કારણ કે, કદી પણ સ્વાશ્રયી નથા એવા વાયવ્ય સરહદ

પ્રાંત જેવા પ્રાંત સિવાયના પ્રાંતોએ ભવિષ્યમાં નાણાં વ્યવસ્થાની પોતાની ચઢતી પડતીને નીભાવવી જોઇએ. તેથી ઉલટું સઘળાં શાહી તાકીદનાં ખર્ચો, ખાસ કરીને વિગ્રહનાં ખર્ચો સર્વોપરી ગણાવા જોઇએ, અને, ખર્ચની સઘળી પ્રાંતિક કાર્યવાહી કરતાં તેને પ્રથમ હક્ક ગણાવો જોઈએ તથા તે વેળા દેશનાં સમગ્ર નાણાં શાહી સરકારને હસ્તક મૂકાવાં જોઇએ. જેને આવકના વહેંચણીવાળા વિભાગો કહેવામાં આવે છે તેની નાબુદી, એ આ સૂચનાથી થનારો સૌથી વધુ અગત્યનો ફેરફાર છે. આવા લક્ષણવાળા મુખ્ય વિભાગો આ છે:–જમીનની મહેસુલ, સ્ટેમ્પ, આબકારી અને આકારાયલા કરો. વૃદ્ધિગત સત્તાઓ અને વૃદ્ધિગત કાર્યો સાથે આવકનાં કેટલાંક સાધનો પ્રાંતોને આપવાં જોઇએ. આ સાધનોનો વહીવટ વગર મુશ્કેલીએ અગર કોઇના સંઘર્ષણ વિના પ્રાંતોદ્વારા ચાલે એવો હોવો જોઇએ. હાલનાં પ્રાંતિક અને શાહી ટ્રેઝરી વચ્ચે વહેંચાયલા આ વિભાગો આવા છે. ભૂતકાલમાં આ ખાતાંઓમાં શાહી સરકારની આડખીલી કદી પણ સંતોષકારક નીવડી નથી. જમીનની જમાબંદીના સંબંધમાં એ સરકારે અવરનવર, આવકના વધારાના સાધનનું રક્ષણ કરવાને કેવળ સાંપ્રદાયિક ધોરણોએ જ કામ લીધેલું છે, કે જે જમાબંદી, હિન્દમાં સઘળા કરગ્રહણ માટે છેવટની જવાબદાર પાર્લામેંટના અંકુશના કોઈપણ દેખાવ વિના કે ખરડો આણ્યા સિવાય વધારે લેઇ શકાય એમ છે. બીજા હરેક કરની ફેરફારી કે આંકણીના કારણો અંદાજ પત્રમાં આપવામાં પડે છે. પરંતુ વધારાની જરૂર હો વા ન હો તોયે જમીનની મહેસુલનો વધારો સંપ્રદાય અનુસાર થતો આવે છે. આ રીતિ જીલ્લાઓમાં કોઇપણ મુડીનો સંગ્રહ થવા દેતી નથી. જે રીતિથી જમાબંદી આંકણી વધારાય છે તે સમગ્ર રીતિ કારોબારી અમલદારો તેમજ લોકો એ બન્નેના નૈતિક ધોરણને એક સરખી રીતે અવનત કરે છે. ભવિષ્યમાં આવી જમીનની મહેસુલનો કોઇપણ વધારો કે ઘટાડો, લોકની તે ભરવાની શક્તિના ધોરણ–જે મુદ્દો હાલ અસંતોષકારક રીતે ધ્યાનમાં લેવાય છે એટલુંજ નહીં પણ, રાજ્યની સ્પષ્ટ પણ દર્શાવાયલી જરૂરીયતોને અંગે અને જે હેતુ સર વધારાના કર નંખાતા હોય તેના સ્પષ્ટ દર્શન સાથે થવો જોઇએ. કેવળ, કોઇપણ અંકુશ વિના હાલમાં કારોબારી અમલદારો જમીનની મહેસુલનો વહીવટ ચલાવે

છે અને તેમાં લોકને ગંભીર અન્યાય થાય છે તથા તે હાલની વહીવટની પદ્ધતિ ઉપર એક કલંક સમાન છે.

આબકારી વહીવટ સંબંધમાં આવીજ સૂચના કરી શકાય એમ છે. લોક કલ્યાણ કે લોકેચ્છાની દરકાર રાખ્યાવિના આ સાધનમાંથી આવક મેળવવાને સરકાર આતુર હોય છે, એવા આરોપો વારંવાર મૂકાયા છે. કદી પણ આ આક્ષેપોનો સંતોષકારક રદીઓ અપાયો નથી. સરકારે આવકની ખાતર આ દેશમાં દારૂની ખપતને ભૂતકાલમાં ઉત્તેજન આપેલું છે કે નહીં એ પ્રશ્ન અહીં ચર્ચી શકાય એવો નથી. પરંતુ એવી શંકા તો, હયાતી ધરાવે છેજ. તેટલા માટે, આવકનું આ સાધન પ્રાંતિક સરકારને હસ્તક મૂકવું, એ ઉત્તમ થઇ પડશે.

સ્ટેમ્પ, અને આકારના કરોના સંબંધમાં આવાંજ કારણો ઉભાં થાય છે. સ્ટેમ્પ આવક દ્વારા કેટલો હિસ્સો કેવી રીતે મેળવવાનો છે અને કેવી રીતે આવકોની આંકણી કરવી જોઇએ તથા આ કર કેવી રીતે ઉઘરાવવા જોઇએ, તેનો નિર્ણય કરનાર ઉત્તમ પક્ષકાર પ્રાંતિક વહીવટ છે. હાલમાં સંખ્યાબંધ દિશાઓમાં અતિશય અને અણસરખી ઉઘરાત પકડી શકાય એમ છે અને સીમલાના વાતાવરણમાં ઘડાયલા વહીવટના નિયમો અને યોજાયલા દર લોકનું વધુમાં વધુ કલ્યાણ તેમ લોકનો સંતોષ સાધતા નથી.

આ સૂચનાઓમાં એવો કોઇ ગર્ભિત આશય નથી કે જે ઓછામાં ઓછો હોય તેજ શ્રેષ્ઠ નમુનેદાર કર છે. તેથી ઉલટું એ તદ્દન સમજી શકાય એવું છે કે ભવિષ્યમાં સઘળી દિશાઓમાં કર ગ્રહણનો વાસ્તવિક અને સંગીન વધારો થશે. જરૂરનું તો એ છે કે રાજ્યની જરૂરીયાતો અને લોકને ઉપાડવાનો બોજો એ બે વચ્ચે કાંઈ સંબંધ હોવો જોઇએ, અને એ સમજવું જોઇએ કે વાસ્તવિક રીતે લોકની પ્રતિનિધિભૂત હોય એવી સંસ્થાએ ઘટતો વિચાર કીધા પછી જે કરને સંમતિ આપી હોય તેજ ઉત્તમ કર છે.

**હાલના અસંતોષકારક સંજોગો.**

આ ફેરફારોની જરૂર એટલા માટે છે કે, હાલના સંજોગો સૌથી વધુ અસંતોષકારક છે. હાલમાં હિન્દી સરકારની મંજુરી વિના પ્રાંતિક ધારા સભાઓ હિન્દી સરકારે નક્કી કરેલા આવકના આંકડા કે ખર્ચના કુલ આંકડામાં ફેરફાર કરવાનું સામર્થ્ય ધરાવતી નથી. મહેસુલી કમીટીની ભલામણથી, કુલ આંકડા ફેરફાર ન થાય એમ ખર્ચના આંકડા-

ઓનીજ માત્ર હેરફેરી થઇ શકે છે. સુધારેલા આંકડા હિન્દી સરકારને તારદ્વારા જણાવાય છે અને પ્રાંતિક અંદાજ પત્ર તે પછી, મૂલતવી રહેલી ધારા સભા પાછી મળતાં, રજુઆત માટે છેવટનું છપાય છે. પ્રાંતિક સરકારની હાલની સ્થિતિ આમ વિલક્ષણ છે. તેમની બચત કે ખુટકો હિન્દના સામાન્ય શિલકામાં સમાઇ જાય છે.

હાલમાં લોકોનું કુલ મત માત્ર મહેસુલી કમીટીના બીન અમલદાર સભ્યો દ્વારા તેમજ ધારા સભામાં સામાન્ય વિવેચન દ્વારા સંભળાય છે. વડી ધારા સભામાં, જ્યારે હિસાબ પત્ર રજુ થાય છે ત્યારે તે સંબંધમાં ઠરાવો રજુ કરવાનો હકક જો કે સભ્યોને હોય છે, છતાં આવા ઠરાવો પસાર થવા સામે અમલદારી બહુમતી પ્રતિબંધ રૂપ થાય છે. પ્રાંતિક ધારા સભાઓ જેમાં બીન અમલદાર સભ્યોની બહુમતી હોય છે, તેમાં આ હકક સંભાળપૂર્વક અટકાવેલો છે. હાલમાં એમ મનાય છે કે એક વર્ષના અંદાજ પત્ર ઉપરનું વિવેચન આવતા વર્ષના અંદાજ પત્રની તૈયારી વેળા ધ્યાનમાં લેવાય છે.

સ્થાનિક અગત્યનાં જાહેર બાંધકામ ખાતાના મુડી ખર્ચનો નિર્ણય એકલી હિન્દી સરકારજ કરેછે. જો ખજાનચી મુંબઇનો સવીલીયન હોય તો તે સ્થાનિક હાજતોથી, અને એક યોજનાની સ્થાનિક અગત્યથી માહિતગાર હોય. મદ્રાસનો સીવીલીયન કેવી રીતે શોલાપુરની ગટરની યોજના કે અમદાવાદના પાણીના બાંધકામ કે નીરાના તટ ઉપરની નહેરની, સંયુક્ત પ્રાંતો કે બ્રહ્મદેશની એવીજ યોજનાઓ સાથે સરખાવતાં સાપેક્ષ અગત્યનો નિર્ણય કરી શકે. આ કામ માટે વડી ધારાસભામાં મુંબઇના સભ્યોનું પ્રતિનિધિત્વ પણ પૂરતું નથી. વિશેષ વકતૃત્વવાળો કે વધુ ઘોંઘાટ કરનારા પોતાનો હેતુ સાધે. નાણાંની બાબતોમાં સૌથી અગ્રણી પ્રાંત મુંબઇને, હિંન્દી સરકારનો ખજાનચી આમારા મત સાથે મળતો થઇ શકતો નથી તેટલા માટેજ અગત્યની યોજનાનાં નાણાં માટે સોસવું પડે છે. તેટલા માટે, શાખા રેલ્વેઓ, બંદરો અને ગોદીઓ સુખાકારીનાં કામો, ટ્રામ્વેઓ અને સામાન્ય રીતે નાનાં તથા મોટા કામો જેવાં સ્થાનિકકાર્યો માટે લોનો ઉધરાવાનો હક્ક હરેક પ્રાંતને આપવાના આવશ્યક અગત્ય છે.

આ વધારાનાં સાધનો પ્રાંતિક સરકારને આપવાં જોઇએ એટલુંજ નહીં પણ ધારા સભાઓ દ્વારા તેમનું પ્રમાણ નક્કી કરવાના તથા ખર્ચ ઉપર અંકુશ મુકવાની ગોઠવણ થવી જોઇએ. નાણાંના સાધનો અને તે ઉભા કરવાની રીતિઓ સંબંધી સઘળી દરખાસ્તો અને ખર્ચની સઘળી બાબતો સમાવનારા ખરડાઓ પ્રાંતિક ધારા સભા સમક્ષ કરવામાં આપે તોજ આ ગોઠવણ થઈ શકશે.

**નાણાની મંજુરીની સત્તા.**

૧૦. વિગ્રહ અને બીજાં કારણોથી ઉભા થયલા નવા સંજોગોએ પોતાનાજ દેશમાં હિન્દીઓને વાસ્તવ રાજકાર્ય સત્તા આપવાની–સલાહકારો તરીકે વહીવટમાં હિન્દીઓને સામેલ કરવાની જ નહીં પણ જેથી સંપૂર્ણ સ્વરાજ્યની સ્થિતિએ બ્રિટીશ રાજ્ય છત્ર હેઠળ તેઓ પહોંચી શકે એવા સુધારાનો પહેલો હિસ્સો આપવાની ખરી ઇચ્છા બ્રિટિશ મુસદ્દીઓનાં હૃદયોમાં પ્રેરી છે, એમ અમે સમજીએ છીએ. તે સાથે, એમ સૂચવી શકાય કે, નાણાં મંજુરીની હરેક બાબત રજુ કરવાની સ્થાનિક સરકારની સત્તા, હિન્દી સરકારની મના કરવાની સત્તા, વહીવટનું અવલોકન કરવાની અને જેની રૂએ પ્રાંતિક ધારાસભાઓની ઘટના થાય તે ધારામાં કોઇપણ સમયે સુધારો કરવાની શાહી પાર્લામેંટની સત્તા, શાહી સરકારને ખાતે આવકનાં મોટાં અને વિશાળ સાધનો અનામત રાખવાની ગોઠવણ, સામાન્ય રીતે તેમજ અણધારી શાહી જરૂરીયતોના સમયમાં શાહી સરકારને પ્રાંતોની સરકારે આપવાના ચોકકસ હિસ્સાઓ, પ્રાંતિક અને શાહી કાર્યોની, ખર્ચના વિભાગોની અને કેન્દ્રસ્થ હિસાબ તપાસણીની ધારાનુસારી મર્યાદા, એ સર્વ આ સત્તાનો હરેક સંભવિત ગેરઉપયોગ ઉપર પૂરતો અંકુશ મૂકશે અને કોંગ્રેસ–લીગની સૂચનાના હરેક પ્રામાણિક ટીકાકારને સંતોષ આપશેજ. આમ, આયંદે, આ દેશમાં જેની સ્થાપના થયલી જોવાની ઇચ્છા અંગ્રેજ મુસદ્દીઓએ વારંવાર જાહેર કરેલી છે, એવા વાસ્તવ રાષ્ટ્રીય જીવનના, લોકાશયના અને જવાબદારીની બુધ્ધીના લક્ષ્યે પહોંચાડનારી મંજુરીની સત્તા લોક હસ્તક મૂકવાની શરૂઆત આ રીતિએ થશે.

પ્રાંતિક ધારાસભાઓને નાણાં વ્યવસ્થા ઉપર ખરો અંકુશ આપવાનો પ્રશ્ન, આ દેશમાં વહીવટી સુધારા સાથે સંબંધ ધરાવતા બીજા કોઇ

પણ પ્રશ્ન કરતાં વધુ અગત્યનો છે. નિયમ તરીકે તેમજ વ્યવહાર પરિણામોમાં તે આ દેશના ભવિષ્યને સૌથી વિશેષ ગંભીર રીતે અસર કરશે. ઉપર આંકેલી નાણાં વ્યવસ્થાની ગોઠવણીથી એક પ્રાસંગિક લાભ પણ થશે. તે વેળા પ્રાંતિક અંદાજ પત્ર ઉપરનાં વિવેચનો અસંબદ્ધ વિષયોની ભરડરૂપ થશે નહીં, પરંતુ દેશના પ્રતિનિધિભૂત પુરૂષો તે ઉપર વાસ્તવ વિવેચનો કરશે, અને તેમને એમ લાગશે કે તેઓ જે કહે કે ઠરાવે તેની ગંભીર અસર નાણાં સાધનો અને તેને ઉભા કરવાની રીતિઓ ઉપર, આવકો અને ખર્ચ ઉપર, પોતાના દેશના સહબંધુઓના ભવિષ્ય અને જીવન ઉપર થનારી છે.

**ધારા સભાની સત્તાઓ.**

૧૧. હિન્દમાં કારોબારી તંત્ર લોકને વાસ્તવિક રીતે જવાબદાર બનાવવાનો પ્રશ્ન સોથી વિશેષ અગત્યનો છે. આ ખર્ચ ઉપરના સભાના અંકુશથી ઘણે મોટે ભાગે સંધાશે. વહીવટની સામાન્ય બાબતો ઉપર અંદાજ પત્ર વેળાનું વિવેચન હાલમાં તદ્દન નિષ્ફળ છે. વાસ્તવ સંકટો દર્શાવવાની આ તક ઉપર ઘણીવાર પ્રતિબંધ મૂકાય છે, કારણ કે એક સભ્ય ખજાનચીને અભિનન્દન આપી રહે છે કે તરતજ તેના બોલવાની સમય મર્યાદાનો અંત આવે છે. એક ઠરાવની રજુઆતમાં પણ તેના અંગની મુશ્કેલીઓ રહેલી હોય છે. હાલની ગોઠવણ ગવરનરને નકારવાની સત્તા આપે છે એટલુંજ નહીં પણ તેમાં પહેલ કરવાની સત્તા પણ આપે છે. તે કોઇ પણ ઠરાવને બરતરફ કરી શકે. આ રીતિ નાબુદ કરવી જોઇએ, અને પ્રાંતિક સરકારની અખત્યારીવાળી કોઇ બાબત ઉપર કોઈ પણ ઠરાવ લાવવાની સત્તા કોઇ પણ સભ્યને માટે ખુલ્લી રહેવી જોઇએ. તેમ આ રીતિ નાબુદ થવાથી કોઈ ભય રહેવો ન જોઇએ, કારણ જો એક ઠરાવ વિષયને લગતો ન હોય કે વાંધાભર્યો હોય તો સઘળા વર્ગોની બનેલી ધારાસભા તેની રજુઆત કરનારને તેના પ્રયાસ વિષે પોતાનો મત દાખવશે. તેથી ઉલટું, જો તે ખરી અગત્યનો હોય તો કોક વજનદાર મુદ્દો ઉઠાવવા સામે, ગવરનરનો હાલની સત્તાનો ઉપયોગ એક વાસ્તવ અનિષ્ટ રૂપ છે. આમ થાય તો, હાલની પદ્ધતિને અંગે અંદાજ પત્ર વેળા બહારની

બાબતોની ચર્ચા અવશ્ય કરવી પડે છે, તે ચોક્કસ પ્રમાણમાં દુર થશે. જેમ કહેવામાં આવે છે તેમ તેથી વહીવટને પક્ષાઘાત થવાનો નથી. બીજા દેશોમાંના વહિવટને લોકાનુકુલ ધારા સભાને હસ્તક આ સત્તા મૂકવાથી પક્ષાઘાત થયો નથી. તેમ વહીવટની બાબત ઉપર ઠરાવ આણવાની આ સત્તાને, હાલમાં ધારા સભાના કાયદાની ચીડવાટ ઉપજાવનારી પેટા-કાનુનોથી તેમ ચર્ચાના પ્રતિબંધોથી જકડી લેવી જોઇતી નથી. આ સભાએ પોતાના નિયમો ઘડવા જોઇએ અને તે હિન્દી પ્રજાની રૂઢિ રક્ષક વલણ જોતાં, આયંદે, દીવાને આમના સ્થાપિત નિયમોનાં જેવાંજ ધોરણોએ આવી રહેશે.

ઠરાવો સંબંધમાં ગવરનર અને તેનું મંત્રી મંડળ નકારવાની જે સત્તા ભોગવે છે તે એક લાભકારક અંકુશ છે. પરંતુ એમ સમજવાનું છે કે આવી સત્તા અતિહદવાળા દાખલાઓમાંજ વાપરવાની છે. કયાંએ સૂચવાયું છે તેમ પ્રાંતિક ગવરનરની નિમણુંક ઈંગ્લાંડથી થવી જોઇએ અને ઓસ્ટ્રેલેશીઆના પ્રાંતિક ગવરનરોના જેવી પદવી વ્યવહારરીતે તેઓ ભોગવે. જો તેને એમ લાગે કે ચોક્કસ ઠરાવ પસાર થતાં ગંભીર અન્યાય થાય એમ છે, તો તે તેને નકારવાની સત્તાનો ઉપયોગ કરે. તેથી ઉલટું, જોતે સ્વાયત્ત અધિકારી મંડળના પૂર્વબદ્ધ વહેમથી યુક્ત હોય તો તે લોકેચ્છાને કચરે અને એમ સ્થાનિક સભા અને સ્થાનિક કારોબારી વચ્ચે ગંભીર અથડાઅથડી જમાવે આવી સ્થિતિ ગમે તે સમયે પણ નહી ઇચ્છવ જોગ છે. હિન્દમાં કેટલાક સમય સુધી કારોબારીઓની શંકા ટકવાની છે તે જોતાં, આવું સંઘર્ષણ કેટલીક વેળા અણધાર્યું ભયંકર સ્વરૂપ લે અને તે હાનિકારક નીવડે. આમ થતું અટકાવવાને એમ ઠરાવવું જોઇએ કે જો વર્ષના અંતરાય પછી એક ઠરાવ બીજીવાર પસાર થાય તો તે કારોબારી-ઓને બંધન કર્તા ઠરે. વર્ષ એ કોઇપણ પ્રશ્ન સંબંધમાં કેવળ લોકોત્સાહ શમી જવાનો પૂરતો સમય છે. અને કારોબારીઓને, જો પોતાની એવી લાગણી લોકકલ્યાણ સાથે સંગતિ થતી લાગતી હશે તો એવી ચોક્કસ સૂચના સામે મત જમાવવાની પૂરતી તક મળશે. તેમ દીવાને આમના ઠરાવની રજુઆત સાથે હિન્દી સરકાર સરખામણી કરે છે, તેથી

કોઇએ આડે રસ્તે દોરવાવું જોઇતું નથી. ઈંગ્લાંડમાં કારોબારી સરકારની લોકના પ્રતિનિધિઓ સીધી રીતે ચુંટણી કરે છે અને તેમનાં કાર્યોનું અવલોકન થઈ શકે છે તેમ વખતોવખત એવું અવલોકન થાય છે પણ ખરૂં. દીવાને આમનો ઠરાવ માત્ર એક, વધુ આગળ પડતા વિચારને રજુ કરે અને તે કારોબારીઓને ફરમાન રૂપ હોવાં કરતાં લોક વલણની એક નોંધ જેવો હોય છે. સૂચવાયલી યોજના મુજબ કારોબારીઓ ઉપર એવો અંકુશ તેમ એવી સીધી રીતનો પણ અમને મળવાનો નથી. પ્રાંતિક ધારા સભાનો ઠરાવ, તેટલા માટે, જો ગવરનરની તેને નકારવાની સત્તાએ વર્ષનો વિલંબ નાંખ્યો ન હોય તો, કારોબારીઓને એકદમ બંધનકર્તા ઠરાવવો જોઇએ. આમ થશે તોજ સરકારના સામાન્ય યંત્ર તરીકે નકારવાની ગવરનની સત્તાનો અમલ અટકશે અને અસાધારણ ગંભીરતાના પ્રસંગો એજ તે માત્ર ઉપયોગનો છે, એવી માન્યતા બંધાશે.

નામદાર શાહનશાહની સરકારને આ દિશામાં આથી એ વધુ આગળ જવાનો આગ્રહ અમે કરીશું. ધારા સભાના નિયમ અનુસાર અને કાર્યક્રમ પ્રમાણે એક ઠરાવની રજુઆત કરવાની છે. તેટલા માટે સુધારેલા બંધારણમાં દીવાને આમના પદ્ધતિ મુજબ તાકીદની સાર્વ-જનિક અગત્યની ચોક્કસ બાબત ઉપર સભાનું કામ મુલતવી રાખવાની સૂચનાને ૪૦ સભ્યોનો ટેકો મળે તો તે રજુ કરવાની સત્તા કોઈપણ સભ્યને પ્રશ્નોત્તરીનો સમય વીત્યાબાદ મળે, એવી ગોઠવણ કરવી જોઇએ. આ સંખ્યા સભાના કુલબળનો એક પંચમાંશ ભાગ છે. એમ ઠરાવવું જોઇએ કે, તાકીદની સાર્વજનિક અગત્યની કોઇ બાબત ઉપર ચર્ચા કરવાની સૂચનાનો તેને હાજર રહેલા સભ્યોની ઓછામાંઓછી એક અષ્ટમાંશ બહુમતીનો ટેકો હોય તો, સભામાં આણી શકાય. હિન્દમાં હાજરજ રહેલા સભ્યોની એક અષ્ટમાંશ સંખ્યા બ્રિટનના ૪૦ સભ્યોના પ્રમાણને મળતું સારૂં ધોરણ છે. આ બાબતમાં પણ, એક ધોરણ આપવું અને તે વ્યવહારમાં બીન ઉપયોગી થાય તેમ ચાલી ન શકે એવી રીતે પ્રતિબંધોથી તેને સાંકળી લેવું, એવી જે હિન્દી સુધારાઓના

સંબંધમાં, ચાલતી આવેલી વક્ર રીતિ યોજાઇ છે, તેવી રીતિનો અટકાવ કરવાની કોશિષ થવી જોઇએ. સભ્યોની સંખ્યાનું પ્રમાણ વધારે મૂકવું એ આ ગોઠવણના સમગ્ર હેતુને હરાવવા બરાબર થશે. આ સત્તાઓનો ઉપયોગ માત્ર વિષય ગંભીર હોય ત્યારેજ થવાનો હોવાથી તેની ગંભીરતાની અસર સભાના મન ઉપર પાડવી જોઇએ અને કેટલોક અનુભવ લોકને એવી ખાતરી આપશે કે માત્ર ઘણાજ વિરલ પ્રસંગોએ આ સગવડનો લાભ લેવાનો છે.

આવીજ વિચારમાલા એક બીજી સૂચનાને પ્રેરે છે અને તે એ છે કે, ઓછામાં ઓછી સભ્યોની એક અષ્ટમાંશ સંખ્યાની અરજ ઉપરથી સભાની ખાસ બેઠક બોલાવી શકાય. આ એક પ્રાંતિક ધારા સભાઓને આપવાની આવી સનદશીર સત્તાઓના અમલ માટેની ઉપરની ગોઠવણનો આવશ્યક ઉપસિદ્ધાંત છે. આવતાં થોડાં વર્ષ માટેનું દેશનું જીવન એટલું બધું સક્રિય થશે કે ભારે તાકીદવાળા સંખ્યાબંધ અગત્યભર્યાં પ્રશ્નોનો વિચાર કરવો પડશે. તેમ કારોબારી મુખી તરીકે પ્રાંતિક ગવરનરના હાથમાં કેવળ વધુ સત્તા મૂકવાથી આવી ગોઠવણ થઈ શકશે નહીં. જ્યાં સુધી સમગ્ર કારોબારી મંડળની ચુંટણી થાય નહીં ત્યાં સુધી પ્રાંતિક ધારાસભાની ખાસ બેઠક બોલાવવાની આ સનદશીર સત્તા લોકના પ્રતિનિધિઓને આપવી જોઇએ.

પ્રાંતિક ધારા સભાઓમાં કેવા સમૂહો બંધાશે, એની આગાહી કરવી અશક્ય છે. તે સમયની સરકાર અને કારોબારીના ચુંટાયલા વિભાગ સંબંધમાં જેમની અવસ્થિતિ દિવાને આમના ખાનગી સભ્ય જેવી રહેશે, એવા સભ્યોના નાના સમૂહો કોઇ પણ રીતે બંધાવાના જ. સમૂહોવાળા આ સભ્યો જે ધારાધટના માટે સરકાર ઉત્સાહી ન હોય તેવી ધારાધટનાનો ખરડો રજુ કરવાની ઇચ્છા કરે. તેમ કરવાની માગણી માટેની હાલની ગુંચવણ ભરી અને અસંતોષકારક રીતિ ન ટકવા પામે અને ખરડો રજુ કરવાને તેઓ સમર્થ થાય, એવી ગોઠવણ તેમને માટે કરવી જોઇશે, અને સૂચવાયલી કોઇ ધારા ધટનાની અગત્ય કે તાકીદનો નિર્ણય કરનારી સત્તા માત્ર ધારા સભાનેજ હસ્તક રહેવી જોઇએ. આ ગોઠવણ આવશ્યક છે; કારણ કે પ્રજાની ઇતરાજી કે બીજાં

કારણોના ભયથી જેના સંબંધમાં કારોબારી સરકાર ચોકકસ સૂચનાઓ સાથે બહાર પડવા નાખુશ હોય, એવા ઘણા વિષયો છે. ખાનગી સભ્યનો ખરડો, અત્યાર સુધી એમ ને એમ પડયા રહેવા દીધેલા સામાજિક અને અર્ધ ધાર્મિક પ્રશ્નોના વિશાળ ક્ષેત્ર માટે ખાસ કરીને લોક લાગણીનું માપ દર્શાવનાર સબળ સાધન થશે. તેમ બીજે પક્ષે નાણાંની મંજુરીનો ખરડો રજુ કરવાની સત્તા સરકારને હસ્તક રહેવી જોઇશે.

**નકારવાની સત્તાનો અમલ.**

૧૨. ધારા સભાએ પસાર કરેલો કોઈ પણ ખરડો પ્રાંતિક ગવરનરની મંજુરી વિના કાયદાનું સ્વરૂપ લેઇ ન શકે. આ વળી એક વધુ અંકુશ છે, અલબત્ત તેનો ઉપયોગ વિરલ પ્રસંગોએજ થઇ શકશે. અમે એમ સૂચવીએ છીએ કે જે બાબતને વાઇસરોય મંજુરી ન આપે કે તેને નકારે, તેને લગતાં ચોક્કસ કારણો, તેમ કરવાનો હેતુ દર્શાવવા, તેણે પ્રકટ કરવાં જોઇએ.

**કારોબારી તંત્રનું બંધારણ.**

૧૩. આમ કારોબારી સરકાર ધારા સભાને જવાબદાર બનાવ્યાથી, ન્યાય અનુસાર એમ ફલિત થાય છેજ કે સભાનો મોટો ભાગ જે માણસોનો વિશ્વાસ ધરાવતો હોય તેવા માણસોનું કારોબારી તંત્ર બનવું જોઇએ, અને તેથી એ ઇચ્છિવાજોગ થશે કે, કારોબારી મંડળના માણસોનો મોટો ભાગ અવશ્ય ચુંટાયલો હોવોજ જોઇએ. પરંતુ આમાં પણ અમે સંક્રાન્તીવાળો ક્રમ સ્વીકારેલો છે અને તે એ કે સભ્યોના અડધા ભાગની ચુંટણી થાય અને બીજા ભાગની નિમણુંક થાય.

નિમાયલા સભ્યો સામાન્ય રીતે હીન્દી સનદી ખાતાના સભ્યો ન રહેવા જોઇએ; તે સાથે યોગ્ય પુરૂષોને કારોબારી મંડળમાંથી બાકાત રાખવાની ઇચ્છા રખાયલી નથી. આથી પણ, ચુંટણીમાં ઉભા રહેવાની કે પોતાને યોગ્ય લાગતાં અંગત કારણોએ ચુંટણીમાં સફળ થવાની સ્થિતિમાં જેઓ ન હોય છતાં વહીવટમાં ભાગ લેવાને લાયક હોય એવા અને હિન્દી સનદીખાતાના સભ્ય ન હોય તેવા માણસોની કારોબારી મંડળીના સભ્યો તરીકે પ્રાંતના વહીવાટમાં ભાગ લેવાને, નિમણુંક કરવાની તક મળશે.

અમે એ વસ્તુસ્થિતિ ઉપર ભાર મૂકવા ઇચ્છીએ છીએ કે આ એક કામ ચલાઉ તાત્કાલિક ઉપાય છે અને કારોબારી મંડળની ઘટનાની સ્વીકાર્ય રીતિ કે ઉચ્ચાશય તરીકે તેને કોઇ રીતે લેખવાનો નથી. આવાજ કારણોએ સભ્યોના અધિકારની મુદતનો પાંચમો કાનુન અમે સ્વીકારેલો છે.

નવાં ચુંટાયલા મંડળો, અતિ વારંવારની ફેરફારીઓ પામશે એવા ઉઠાવાતા ભય અને શંકાઓ નિવારવાના હેતુથીજ આ ગોઠવણનો કામ ચલાઉ ઉપાય તરીકેજ અમે સ્વીકાર કરેલો છે.

**સ્થાનિક સ્વરાજ્ય.**

૧૪. અમે હાથ ધરેલી યોજના શાહી તેમજ પ્રાંતિક વહીવટના વિશેષ મોટા પ્રશ્નો સંબંધીજ હોવાથી સ્થાનિક સ્વરાજ્યનો પ્રશ્ન ચર્ચવો એ અમને યોગ્ય લાગ્યું નથી. પરંતુ, સ્થાનિક અમલદારી અંકુશ, આડખીલી અને દેખરેખનાં બંધનોથી લોક છેવટના મુકત થાય નહીં ત્યાં સુધી સમગ્ર વહીવટમાં સ્થાનિક સ્વરાજ એક જીવંત અને ઉપયોગી અંગ થઈ શકશે નહીં, એવી ત્રીસ વર્ષથી વધુ સમયના અનુભવે બંધાયલી અમારી ખાત્રી દર્શાવ્યા વિના અમે આ યાદી પૂરી કરી શકતા નથી. આવા સખ્ત અંકુશે લોર્ડ રીપનની મુસદ્દીગીરી ભરી સૂચનાઓને આરંભ કાલથીજ ગુંગળાવી, લોકની પ્રવૃત્તિ તેમજ રસવૃત્તિને નિર્બલ કરી તથા એક પક્ષ સબળ ઉપરી સત્તાને લીધે તેમજ બીજે પક્ષે પરાધીનતા અને સ્વમાનના અપહરણથી ઉત્પન્ન થતી બેપરવાઇને જમાવી. તેટલા માટે અમે એવો આગ્રહ કરીએ છીએ કે હરેક પ્રકારનું સ્થાનિક મંડળ, કોંગ્રેસ લીગની યોજના અનુસાર ધારા સભાઓ છુટી છે તેમ, પોતાના જૂદા જૂદા કાર્ય ક્ષેત્રમાં છૂટું હોવું જોઇએ, અને સભ્યો તેમજ મતના સબંધમાં તેનું બંધારણ ઉદારતા તેમજ છૂટાપણાના ધોરણથી ઘડાવું જોઇએ.

અમે સૂચના કરીએ છીએ કે—

( ૧ ) યોગ્ય અને વાજબી સત્તાઓ સાથે ચુંટણીના ધોરણ સમગ્ર દેશમાં ગ્રામ્ય પંચાયતો તત્કાળ સ્થાપવી જોઇએ.

( ૨ ) સઘળી જીલ્લા, તાલુકા અને મ્યુનીસીપલ બોર્ડો સર્વાંશે ચુંટાયલી હોવા જોઈએ. અને તેમને, ઈંગ્લાંડનાં એવાંજ સ્થાનિક વહીવટવાળાં મંડળોને તેમના ક્ષેત્રમાં નાણાં વ્યવસ્થાના અંકુશની તેમ સ્વતંત્ર કાર્યની જેવી સત્તાઓ અપાયલી છે તેવી સત્તાઓ આપવી જોઇએ.

( ૩ ) આવશ્યક વહીવટી અંકુશ સ્થાનિક અમલદારોના હાથમાંથી તદન લેઇ લેવો જોઇશે અને ઈંગ્લંડની પેઠે કારોબારી મંડળના ચુંટાયલા સભ્યના અંકુશ હેઠળ એક સ્થાનિક સ્વરાજ્ય મંડળને હસ્તક મૂકવો જોઇશે.

# હોમ રૂલ લીગ.

## તમે કેમ મદદ કરશો ?

૧. હોમ રૂલ યાને સ્વરાજ્ય સંબંધી સાહિત્યનો અભ્યાસ કરો.

૨. હોમરૂલ સંબંધી સાહિત્ય તમારા ગામના લોકોમાં વહેંચો, તમારાથી બને તેટલું સાહિત્ય ખરીદ કરો, અને જો તમારામાં ખરીદવાની શકિત નહિ હોય, તો અમે તમને મફત મોકલીશું.

૩. બને ત્યારે હોમ રૂલ સંબંધી વાતો કરો, અને જો તે માટે તક નહિ મળે તો તક ઉભી કરો.

૪. તમારા કુટુંબની સ્ત્રીઓને કેળવણી આપો કે જેથી કરીને તેઓ તમારી સાથે દેશને માટે ખુશીથી ભોગ આપવાને તૈયાર થાય.

૫. તમારા મિત્રોને એકઠા કરી, તેમની સાથે સ્વરાજ્ય સંબંધી અનેક પ્રશ્નોવિષે ચર્ચા ચલાવો. તમારા નાના મંડળમાંથી હોમ રૂલ લીગની શાખા ઉભી થશે.

૬. ન્યુ ઈંડિયા કે બીજા કોઈ સારા રાષ્ટ્રીય છાપાને માટે ઘરાક મેળવો.

૭. તમારા ગામ કે શેહેરની સ્થિતિ ઉપર ધ્યાન આપો, તેમાં શું સુધારા કરવા જેવા છે, તથા થઇ શકે એમ છે, તેનો વિચાર કરી, કાઉન્સિલ કે લોકલ બોર્ડ ઉપરના તમારા પ્રતિનિધિને તે સંબંધી સૂચના કરો.

૮. તમારા ગામની કૉંગ્રેસ કમિટિના સભાસદ થાઓ અને તેની સભામાં નિયમિત રીતે હાજર રહો.

૯. નૅશનલ કોંગ્રેસની વાર્ષિક સભામાં હાજર રહેવાને માટે જરૂરની રકમ બચાવવાની કોશેશ કરો.

૧૦. હોમ રૂલ લીગના ફંડને માટે એક નાની રકમ પણ નિયમિત રીતે મોકલતા રહો.

૧૧. તમે બીજે ગામ જાઓ તો ત્યાંની હોમ રૂલ લીગની મુલાકાત લો. જો ત્યાં હોમ રૂલ લીગની શાખા નહિ હો તો તે સ્થાપવામાં મદદ કરો. શાખા ઉભી કરવાને માટે ત્રણ સભાસદો બસ છે. તમારી સાથે સ્વરાજ્ય સંબંધી સાહિત્ય લઈ જઇ વહેંચો.

### ટુંકમાં

હિન્દને માટે હોમ રૂલ એટલે સ્વરાજ્ય મેળવવાની કાયદેસરની હીલચાલને તમારાથી બને તેટલી મદદ આપો.

# મુંબઈ હોમ રૂલ લીગ.

## તરફથી પ્રકટ થતી સ્વરાજ્ય લેખમાલા અને પત્રિકા ( ગુજરાતી. )

| સ્વરાજ્ય લેખમાલા | સ્વરાજ્યપત્રિકા |
|---|---|
| નં. ૧. સ્વરાજ્ય શા માટે | નં. ૧. પાર્લામેન્ટમાં હિન્દ |
| નં. ૨. સ્થાનિક સ્વરાજ્ય | નં. ૨. સામ્રાજ્યમાં સ્વરાજ્ય શા માટે ? |
| નં. ૩. પ્રાન્તિક સ્વરાજ્ય | નં. ૩. કેળવણી અને સ્વરાજ્ય |
| નં. ૪. રાષ્ટ્રીય સ્વરાજ્ય | નં. ૪. હિન્દની ગરીબાઇ |
| નં. ૫. સુધારાની યોજના | નં. ૫. મિસીસ બેસંટનો સંદેશો |

( મુંબાઇની પ્રાન્તિક કોંગ્રેસ કમિટીએ ઘડેલી )

નં. ૬. હિન્દ અને સંસ્થાનો

નં. ૭. હિન્દી લોક અને ઉચ્ચ દરજ્જાની નોકરી

નં. ૮. સ્વરાજ્ય ( ૧૯૦૬ કોંગ્રેસમાં દેશભક્ત દાદાભાઇ નવરોજીએ પ્રમુખપદેથી આપેલું ભાષણ )

નં. ૯ મિસિસ બેસંટનો છેલ્લો સંદેશો.

નં. ૧૦ સુધારાની યોજના ( ૧૯૧૬ ની સાલમાં કોંગ્રેસ અને મોસ્લેમ લીગે પસાર કરેલી )

નં. ૧૧. મી. મોન્ટેગ્યુનું ભાષણ (મેસોપોટેમીઆ કમીશનના રિપોર્ટ સંબંધી)

નં. ૧૨. સત્યાગ્રહનું રહસ્ય ( દક્ષિણ આફ્રિકામાં મહાત્મા ગાંધીની ચળવળ)

નં. ૧૩. પ્રજા અને રાજકીય ચળવળ.

નં. ૧૪. મુંબઈની હોમ રૂલ લીગ તરફથી નામદાર વાઇસરોય તથા નામદાર મોન્ટેગુને કરેલી અરજી.

નં. ૧૫. મિસીસ બેસંટનું ભાષણ.

સ્વરાજ્ય લેખમાલા છુટક નકલ બે પૈસા, ૫૦ પ્રતોની કીં. ૧-૦-૦

સ્વરાજ્ય પત્રિકા ,, ,, ૧ પૈસો, ૧૦૦ પ્રતોની કીં. ૧-૦-૦

મળવાનું ઠેકાણું:—હોમ રૂલ લીગ —મુંબાઈ શાખા,
૨૫૧, હોર્નબીરોડ, કોટ, મુંબાઇ.

---

સ્વરાજ્યવાદીઓમાં બહોળો ફેલાવો પામેલું

## નવજીવન અને સત્ય ( માસિક )

રોયલ સાઇઝ, પૃષ્ટ ૬૪.

વાર્ષિક લવાજમ ફક્ત રૂ.—૨—૦—૦ ( પોસ્ટેજ સાથે )
હિન્દુસ્તાન બહાર રૂ.—૨—૯—૦ ( ,, )
છુટક નકલના ,, ૦—૩—૦

જાહેર ખબરના ભાવ.

| | એક વર્ષ | છ મહિના | ત્રણ મહિના |
|---|---|---|---|
| આખું પાનું | રૂ. ૬૨ | રૂ. ૪૨ | રૂ. ૨૪ |
| અરધું ,, | ,, ૪૨ | ,, ૨૪ | ,, ૧૫ |
| પા ,, | ,, ૨૪ | ,, ૧૫ | ,, ૯ |

હેન્ડબીલ વહેંચાવાના રૂ. ૧૦

વધુ વિગત માટે લખો:—

૩૪, ચોપાટી રોડ, મુંબાઇ.

ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક,
બી એ., એલએલ. બી.,
તંત્રી અને પ્રકાશક.